# ઇંગ્લેંડનો પ્રાથમિક ઇતિહાસ

## ભાગ ૧ લો.

હાઇસ્કુલના ચોથા ધોરણ માટે.

## સચિત્ર

રચી પ્રસિદ્ધ કરનાર

છગનલાલ ચુનીલાલ મહેતા

બી. એ. ઍસ. ટિ. સિ. ડી. (ઑનર્સ)

હેડ માસ્તર, પિપર્ડિવાળા હાઇ સ્કુલ, રાંદેર.

[illegible] કિંમત આઠ આના. ઇ. સ. ૧૯૨૫.

# ઇંગ્લેંડનો પ્રાથમિક ઇતિહાસ

## ભાગ ૧ લો.

હાઇસ્કુલના ચોથા ધોરણ માટે

**સચિત્ર**

રચી પ્રસિદ્ધ કરનાર

છગનલાલ ચુનીલાલ મહેતા

બી. એ. એસ. ટિ. સિ. ડી. (ઓનર્સ)

હેડ માસ્તર, પિપર્ડિવાલા હાઇ સ્કુલ, રાંદેર.

સંવત ૧૯૮૧. કિંમત આઠ આના. ઇ. સ. ૧૯૨૫.





મુદ્રક: નટવરલાલ મૂળચંદ



ઈ. સ. ૧૯૨૫ પ્રથમાવૃત્તિ સંવત ૧૯૮૧



પ્રકાશક:

છગનલાલ. સી. મહેતા.

હેડમાસ્તર: મદ્રેસા

રાંદેર

# INTRODUCTION.

As far as my remembrance of old books goes, the first History of England in Gujarati was written by R. S. Mahipatram Rupram Nilkanth. But it was written for the general reader and was, for aught I know, a Guj. translation of Dr. Smith's History of England. This little brochure, on the other hand, though a humbler attempt, is an original composition and is intended for use in Middle schools. A history of England written in Gujarati is a literary attempt in the right direction, at least from the point of view of those who advocate teaching of history in the vernaculars of our country. In these days of national awakening and political activity, a careful study of history is indispensáble; and Mr. C. C. Mehta has supplied a long-felt want and his history, written as it is in a simple, lucid and racy style, will prove a boon to young students.

India is our native land and it is but natural that we should be more interested in the history of our native land. But unfortunately the history of India for the last 1500

years was a 'drum and trumpet' history–the history of foreign invaders, foreign domination, court intrigues, plots and counterplots, massacres and revolutions and ephemeral dynastics; the history of an ancient civilized nation torn by internecine discord, sunk in ignorance and superstition and 'Knowing nothing of its govern ment except its exactions'. In short, it is but " a record of butchery of men by their fellow–men". But Providence in His mercy linked the destinies of India with those of the British nation. About the middle of the 18th century India came in contact with a civilized and progressive nation, whose history it is our highest interest to learn.

At a time when our people are awakened to a sense of national unity and aspire to self–government, it is incumbent upon us to study the history of England very carefully. The history of Engand is not merely the history of English sovereigns, their wars and their conquests, but it is the history of the rise and progress of those social and political institutions which working interdependently go to form

the British Constitution. The study of this constitution in its various phases of development is as profitable to us as it is instructive. A careful perusal of the following pages will show that the author has successfully endeavoured to make his little History of England serve a double purpose; it is a history of British sovereigns, their wars and conquests, and it is a narrative of the rise and development of the British people, their struggles for freedom, their laws, and the stable progressive government which we, people of India, share in common with them. I wish the author every success in his laudable work.

Manchersha P. Kaikobad.



# પ્રસ્તાવના

'ઈંગ્લેંડનો પ્રાથમિક ઇતિહાસ' નામની આ નાનકડી ચોપડી વિદ્યાર્થી આલમ સમક્ષ પરમ હર્ષથી રજુ કરૂં છું.

શિક્ષક તરીખેના અનુભવ દરમ્યાન મને ગુજરાતીમાં રચાએલા ઈંગ્લેંડના ઇતિહાસની ખોટ ઘણી વાર લાગેલી, અને તે પૂરી પાડવા મેં થોડા વખત પર સંકલ્પ કર્યો. આ પહેલો ભાગ માધ્યમિક શાળાઓના ચોથા ધોરણ માટે છે, તેનો ઉત્તર ભાગ પાંચમા ધોરણ માટેનો તૈયાર થઈ ચુકયો છે અને સંજોગો અનુકુળ હશે તો તે થોડા સમયમાં પ્રગટ કરીશ.

પ્રાથમિક ઇતિહાસ હોવાથી તેમાં આ વિષયનો આરંભ કરનારાની અનુકુળતા સાચવવા ખાસ સંભાળ રાખી છે. ભાષા જેમ બને તેમ સાદી સરળ અને સુગમ રાખી છે. વિગતોના અપાર સાગરમાંથી મહત્ત્વનું ધોરણ લક્ષમાં રાખી મોટી મોટી ઘટનાઓ તારવી કાઢી છે, અને ઝીણી ઝીણી નીરસ બાબતો જતી કરી છે. વળી સાલો આપી છે તે પણ જેના વિના ચાલે નહિ તેવીજ છે. અંતભાગમાં પૂરવણી છે તેમાં ઇંગ્લેંડની કેટલીક વિશાળ હકીકત ટુંકામાં આપી છે.

મુદ્રણ તથા ચિત્રોની બાબતમાં અર્વાચીન કેળવણીકારોના સર્વમાન્ય સિદ્ધાન્તો અનુસરવા બનતી તજવીજ કરી છે. અક્ષર મોટા, અને લીટી લીટી વચ્ચેનું અંતર ઠીક રખાવ્યું છે. ઉપરાંત ઉત્તમ ચિત્રકારોના બન્યા તેટલા ઉત્તમ ચિત્રો સારામાં સારા કારીગરો પાસે તૈયાર કરાવી અનુકુળ સ્થળે મુકયા છે. શિક્ષકબંધુઓ તથા વિદ્યાર્થીઓને એ ચિત્રોનો બને તેટલો લાભ લેવા ખાસ આગ્રહ છે.

આ પુસ્તક તૈયાર કરવામાં આ વિષય પર લખાએલા આધુનિક પુસ્તકો, ખાસ કરીને

૧. Highroads of History.

૨. Fraser's First History of England.

૩. નવલરામ કૃત ઇંગ્રેજ પ્રજાનો ઇતિહાસનો ઉપયોગ કર્યો છે અને તે સર્વના પ્રકાશકોનો આ અનુકુળ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

હવે એક ખાસ મહત્ત્વની વાત કહેવાની રહી. આ ચોપડી છપાતી હતી તે દરમ્યાન સુરતની મિશન હાઈ સ્કુલના પ્રિય શિક્ષક, જેમના ઇતિહાસનાં અધ્યયન અને અધ્યાપનની ગહનતા, સુંદરતા અને સચોટતા આખું સુરત વખાણે છે, એવા મી. મંચેરશા પી. કેકોબાદને મેં આમુખ લખી આપવા વિનંતિ કરી. તેમણે ઘણી ખુશીથી આખી ચોપડી વાંચી પોતાને જે લાગ્યું તે લખી મોકલ્યું તે માટે એ વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ પુરૂષનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો.

વૈશાખ સં. ૧૯૮૧.<br>મે, ૧૯૨૫. } **છગનલાલ ચુનીલાલ મહેતા.**



# અનુક્રમણિકા.


| પાઠ. | | પાનું. |
|---|---|---|
| ૧. | પ્રાચીન બ્રિટન. સીઝરની સ્વારી .... .... | ૧. |
| ૨. | એંગ્લો-સેક્સનો. .... .... .... .... | ૭. |
| ૩. | નોર્મનો. .... .... ... .... ... | ૧૫. |
| ૪. | એન્જુ વંશ. બીજો હેન્રી.... .... .... | ૨૨. |
| ૫. | પહેલો રિચર્ડ. .... .... .... .... | ૨૮. |
| ૬. | જોન .... .... .... .... ... | ૩૧. |
| ૭. | ત્રીજો હેન્રી... .... .... .... .... | ૩૬. |
| ૮. | પહેલો એડવર્ડ .... .... .... .... | ૩૮. |
| ૯. | બીજો એડવર્ડ .... .... .... .... | ૪૪. |
| ૧૦. | ત્રીજો એડવર્ડ .... .... .... .... | ૪૬. |
| ૧૧. | મધ્યયુગ. પ્રજાજીવન .... .... .... | ૪૯. |
| ૧૨. | લેન્કેસ્ટર વંશ. ચોથો હેન્રી .... ... | ૫૬. |
| ૧૩. | પાંચમો હેન્રી ... ... .... .... | ૫૮. |
| ૧૪. | છઠ્ઠો હેન્રી .... .... .... .... | ૬૦. |
| ૧૫. | યોર્કવંશ. ચોથો એડવર્ડ .... .... .... | ૬૫. |
| ૧૬. | અર્વાચીન યુગ .... .... .... .... | ૬૬ |
| ૧૭. | ટ્યુડર વંશ. સાતમો હેન્રી... ... .... | ૭૨. |
| ૧૮. | આઠમો હેન્રી .... .... .... .... | ૭૪. |
| ૧૯. | છઠ્ઠો એડવર્ડ .... .... .... .... | ૮૧. |
| ૨૦. | મેરી .... .... .... .... .... | ૮૩. |
| ૨૧. | ઇલિઝાબેથ .... .... .... .... | ૮૫. |
| ૨૨. | ઇલિઝાબેથ યુગ .... .... .... .... | ૯૩. |

# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | ખોટું. | ખરૂં. |
|---|---|---|---|
| ૭. | ૨. | ગણુ | પણુ |
| ૧૦. | ૪. | આક | આર્ક |
| ૨૧. | ૧. | ઇંલ્લેંડ | ઇંગ્લેંડ |
| ૪૭. | ૭. | સરસાવી | વરસાવી |
| ૬૮. | ૫. | જર્મનીનાં | જર્મનીમાં |
| ૭૭. | ૨૧. | મોટા | મોટો |
| ૭૯. | ૧૦. | મહાદશા | મહદાશા |

# ચિત્રોની અનુક્રમણિકા.

પાનું

૧. જુલિઅસ સીઝર .... .... ... ૪
૨. જોન રાજા મેગ્ના ચાર્ટા પર સહી કરે છે. ૩૩
૩. ચૌદમી સદીની ખેતી ... .... ....૫૦
૪. જોન ઓફ આર્ક .... .... ....૬૦
૫. ક્રિસ્ટોફર કોલમ્બસ .... .... ....૬૬
૬. ઇલિઝાબેથ રાણી .... .... ....૮૪
૭. સર ફ્રાન્સિસ ડ્રેઈક .... .... ....૮૮
૮. વિલિયમ શેકસપીઅર .... .... ....૯૬

# ઈંગ્લેંડનો પ્રાથમિક ઇતિહાસ

## પાઠ ૧ લો.

### પ્રાચીન બ્રિટન. સીઝરની સ્વારી.

**વિદ્યાર્થી ભાઇઓ અને બહેનો,**

આજથી હવે આપણે ઈંગ્લેંડનો ઇતિહાસ શિખીશું. તમને એમ પ્રશ્ન થશે કે એ ઇતિહાસ આપણે શા માટે શિખવો જોઇએ? એનાં અનેક કારણો છે. ઈશ્વરેચ્છાથી આજે દોઢસો વર્ષોથી આપણે એ દેશ સાથે ઘણા નિકટ સંબંધમાં આવ્યા છીએ. વળી એ આપણા પર રાજ્ય કરતી પ્રજાનો દેશ છે. આપણા મહારાજા પાંચમા જ્યોર્જ ત્યાં વસે છે. ઉપરાંત એ ઇતિહાસ ઘણો રસભર્યો અને બોધદાયિ છે. છેક જંગલી હાલતમાંથી ફક્ત એક હજાર વર્ષમાં અંગ્રેજ પ્રજા શી રીને ઉન્નતિની ટોચે પહોંચી તેની કથા આ ઇતિહાસમાં આવે છે. જેમણે પોતાનાં જીવન પોતાના દેશ માટે અર્પણ કર્યાં હતાં તેવાં અનેક મહાન્ નરનારીઓનાં, ચરિત્રો ઠેરઠેર આવે છે.

૨. ચાલો ત્યારે હવે એ ઇતિહાસનો આરંભ કરવા યુરોપખંડનો નકશો ઉઘાડો. તેમાંથી બ્રિટનદેશ શોધી કાઢો. તેની ચારે બાજુએ દરિયો દેખાય છે? ખંડના અન્ય ભાગથી તેનું કમમાં કમ અંતર કયાં છે? કેટલું છે? તે બરાબર જુઓ. આજે ફ્રાન્સ ઇંગ્લેંડ વચ્ચેની આખી ખાડી તરી જનારા વીરો પડ્યા છે.

૩. બ્રિટન ટાપુ છે તેથી ત્યાંના લોકોને લાભ છે. બીજા દેશોની પેઠે અહીં પરદેશીઓ સહેલાઈથી સ્વારી કરી શકયા નથી. અને આને લીધે ઇંગ્લેંડના લોકોને અન્ય લોકો જેટલું કષ્ટ સહેવું પડ્યું નથી. બીજો લાભ એ છે જે દરિયો નજીક હોવાથી તેમને જળયાત્રાની ભીતિ નથી. તેઓ અસંખ્ય સાહસિક અને અદ્‌ભુત કાર્યો કરી શકયા છે. વળી વહાણ બાંધવાની કળા અને સાગરને લગતી સર્વ વિદ્યામાં તેઓ પારંગત થયા છે.

૪. હિંદમાં જેમ અનેક માનવશાખાઓ આવેલી તેમ બ્રિટનમાં પણ અનેક જાતિઓ આવી વસી હતી. આજની અંગ્રેજ પ્રજાની નાડીમાં બ્રિટનો, એંગ્લો સેકસનો, ડેઇનો, અને નોર્મનોનાં લોહી વહે છે. આ જાતિઓ જુદે જુદે વખતે બ્રિટનમાં આવેલી અને તેમના પરસ્પર સંમિશ્રણથી અંગ્રેજ પ્રજા બની.

૫. બ્રિટન વિષેથી ચોક્કસ માહિતી આજથી બે અઢી હજાર વર્ષ પહેલાની મળે છે. ત્યાર પૂર્વેની કથા જાણવા પંડિતો ભારે તકલીફ ઉઠાવી રહ્યા છે. પરંતુ તેમના પ્રયાસો હજી અધુરા રહ્યા લાગે છે.

૬. સિકંદર બાદશાહનું આપણા દેશમાં આવવું થયું ત્યારના, એટલે સવા બે હજાર વર્ષ પૂર્વેના સમયના બ્રિટનનાં દર્શન શકય હોય તો તે દેશ આપણને આજ કરતાં ઘણોજ જુદો લાગે. તે વખતે ત્યાં ન હતાં શહેરો, ખેતરો કે રસ્તાઓ. આખો દેશ સાવ રાની હોઇ જ્યાં ત્યાં વિશાળ ઘીચ વન હતાં. આપણા દેશના જંગલોની માફક ત્યાંના અરણ્યોમાં સિંહ કે વાઘ જેવાં મોટાં પ્રાણી ન હતાં. પણ ઝનુની વરૂ તેમજ સુંદર હરણાંનાં ટોળાં અહીં તહીં ભમતાં. મનુષ્યો હતાં ખરાં, પણ બહુ થોડાં. તેઓ પોતાને બ્રિટન કહેવડાવતા. ઢોરનાં દૂધ અને માંસનો આહાર કરતા. ઢોરનાં ચામડાં ઓઢતા. તથા વનચર અવસ્થામાં રહેતા. તેમનામાં કેટલીક પેટાજાતિઓ હતી, જે દરેકમાં એકેકો મુખી રહેતો. તેઓ ઘણીવાર માંહોમાંહે લડી મરતા.

૭. આ બ્રિટનો સાવ નિરક્ષર હતા, અને દૈવયોગે જો તેમના પર રોમનોએ હુમલો કર્યો ન હોત તો આજે તેમને વિષે આપણે કશું જાણી શકત નહિ. જુલિઅસ સીઝર

ઇ. પૂ. ૫૫ નામનો રોમનો જગવિખ્યાત લડવૈયો પોતાના સૈન્ય સાથે બ્રિટન પર ચઢી આવ્યો. તે વેળા રોમનું રાજ્ય મહા પ્રતાપી હતું, યુરોપના અનેક દેશો તેને તાબે હતા. તેના સૈનિકો બળવાન, બહાદુર અને ઉત્તમ પ્રકારની તાલીમ પામેલા હતા. સીઝરે બ્રિટનોને હરાવ્યા અને તેમની પાસેથી ખંડણી લીધી. તેણે બ્રિટનનો હેવાલ લખ્યો હતો તે પરથીજ તત્કાલીન બ્રિટનની હકીકત આજે આપણને મળે છે.

૮. આ પછી લગભગ સો વર્ષસુધી રોમનોએ બ્રિટન તરફ જોયું નહિ. પણ ત્યાર પછી તેઓએ આવી જીત મેળવી ત્રણસો વર્ષ રાજ્ય કર્યું. બ્રિટનને આ વર્ષો સુખ-શાંતિનાં હતાં. રોમન લોકો સુધરેલા હોવાથી તેમણે અનેક લોકોપયોગી કામ કર્યાં. દેશમાં શહેરો વસાવ્યાં અને સુંદર મકાનો બંધાવ્યાં. એક શહેરથી બીજે શહેર જવા સારૂ પાકા સળંગ રસ્તા બનાવ્યા. અનાજનું વાવેતર અને ફળ-ઝાડની રોપણી દાખલ કર્યાં.

૯. એમ સમજવું નહિ કે રોમનોએ આખું બ્રિટન તાબે કર્યું. તેમનું રાજ્ય એ ટાપુના દક્ષિણ ભાગમાં જ હતું. ઉત્તર ભાગ ઘણો પહાડી, ઠંડો, અને ભેજવાળો હોવાથી તેમણે તે ભાગ પર ઝાઝું લક્ષ દીધું નહિ. ત્યાં વસતા પર્વત-



જુલિઅસ સીઝર. (પાનું ૬)

વાગ્ની લેકેનાં આક્રમણો અટકાવવા સારૂ તેમણે ટાપુની વચ્ચોવચ્ચ એક મોટો કોટ ચણાવ્યો. ઉત્તરવાસીઓ પોતાને ગેલજાતિના કહેવડાવતા, તથા અસલ બ્રિટનોના જેવી ભાષા બોલતા. તે ગેલિક ભાષા આજે પણ ઉત્તર બ્રિટનમાં, સ્કોટલેન્ડના પહાડોમાં, બોલાય છે. આને ઘણી રીતે મળતી ભાષા બ્રિટનના બીજા એક ભાગમાં, વેલ્સમાં, બોલાય છે. વેલ્સ પણ પહાડી છે અને ત્યાં વસતા બ્રિટનો પણ રોમનોને વશ થયા ન હતા. આ શિવાયના બ્રિટનો રોમનો જેવાજ થઇ ગયા હતા. તેમની ભાષા બોલતા, તેમનો પોશાક પહેરતા, અને તેમની રીતભાત આચરતા.

૧૦. ઉપર જણાવ્યા મુજબ રોમનોએ અહીં ત્રણસો વર્ષ રાજ્ય કર્યું. ત્યાર પછી તેમને એક મહા સંકટ આવી પડ્યું. ખુદ તેમના દેશ ઉપર ઉત્તર યુરોપમાં વસનારી ઝનુની જાતિઓના સખત હુમલા આવ્યા. અને બ્રિટનમાં વસતા રોમનોને સ્વદેશ–રક્ષણસારૂ બ્રિટન તજી જવું પડ્યુ. ત્યાં તેમની હાર થઇ. અને આટઆટલું પ્રતાપી રોમન સામ્રાજ્ય પણ પડ્યું. વિજેતાઓએ તેના ભાગ પાડ્યા. એક ભાગ ફ્રેન્ચ લોકોને અને બીજો જર્મન લોકોને હાથ ગયો.

૧૧. અસલના બ્રિટનોનો પોતીકો પ્રાચીન ધર્મ હતો.

તેમના ગુરૂઓ ડ્રુઇડ કહેવાતા. રોમનો બ્રિટનમાં આવ્યા ત્યારે તેમનો પણ પ્રાચીન ધર્મ હતો. તેઓ અનેક દેવને માનતા અને જ્યુપિટર (બૃહસ્પતિ) ને મુખ્ય દેવ ગણતા. તેઓ બ્રિટનમાં હતા એ અરસામાં એશિયાખંડના વાયવ્ય ખુણામાં આવેલા જેરૂસલેમમાં ઈસુ ખ્રિસ્તે પોતાના નવા ધર્મની સ્થાપના કરી હતી. તે ધર્મ રોમનોમાં તેમજ તેમણે જીતેલી પ્રજાઓમાં સપાટા બંધ ફેલાયો. રોમનોએ બ્રિટન છોડયું ત્યાર સુધીમાં તેઓ તથા બ્રિટનો ઘણા ખરા ખ્રિસ્તી થઇ ચુકયા હતા.



# પાઠ ૨ જો.

## એંગ્લો-સેક્સનો.

૧. બ્રિટન માટે રોમનોના ત્રણસો વર્ષ સુખ શાંતિનાં હતાં તે આપણે વાંચી ગયા. ગણ રોમનો ગયા પછી બ્રિટન સ્વરક્ષણ કરવા સમર્થ ન હતું. ગયા પાઠમાં આપણે રોમન સમાગમથી બ્રિટનને થયેલા લાભ જોયા. જીવનમાં તેઓ કાંઇ સુધર્યાં ખરા, પરંતુ આત્મરક્ષણનું ઉત્તમ લક્ષણ શૌર્ય ગુમાવી બેઠા. ત્રણસો વર્ષ સુધી રોમનોએ તેમનું રક્ષણ કર્યું હતું, એથી તેમને પારકાપર આધાર રાખવાની ટેવ પડી હતી. ગયા પાઠમાં આપણે જોઇ ગયા કે જર્મનીના જંગલોમાં વસતા જંગલી માણસોનાં ટોળાં રોમ પર ચઢી આવ્યાં. આ ચઢાઈ કરનારાના જાતભાઇઓ જ બ્રિટન પર તુટી પડ્યા. તેઓ બ્રિટનો કરતાં ઘણા જુદા હતા. તેઓ એલ્બ અને રહાઇન નદીના પ્રદેશ, જેને હાલ જર્મની કહે છે, ત્યાંથી આવ્યા હતા અને તેમનામાં એંગલ અને સેકસન નામની બે મુખ્ય શાખા હતી. તેમની ભાષા, એંગ્લો-સેકસન ભાષા, બ્રિટનો અને રોમનોની ભાષાથી બીલકુલ જુદી હતી. રોમનોથી કદી

ન જીતાએલા હોવાથી તેમનામાં રોમન સંસ્કૃતિ દાખલ થવા પામી ન હતી. તેઓ ઝનુની, ભટકતા સૈનિકો જેવા હોઈ બ્રિટનના સુંદર ખેતરો અને શહેરો લુંટવા આવ્યા હતા.

૨. એંગ્લો-સેકસનોનાં ટોળે ટોળાં ઉપરા છાપરી બ્રિટન પર ચઢી આવ્યાં, તેમણે બ્રિટનોને જરાયે ઠરવા ન દીધા અને હેરાન હેરાન કરી મુકયા. તેઓ જ્યાં જતા ત્યાં દેશીઓ પર સખત મારો ચલાવતા. તેમને ગુલામ બનાવતા અને વેલ્સના પહાડો તરફ નસાડી મુકતા. તેમણે એટલો કેર વર્તાવ્યો કે દેશીઓ તેમનાથી ત્રાસી ગયા. આ સમય વિષે એક એવી દંતકથા છે કે આર્થર નામના એક મહાસમર્થ અને સર્વગુણ સંપન્ન રાજાએ પોતાની બ્રિટીશ પ્રજાને એકત્ર કરી દરિયાપારથી આવતા શત્રુઓને અનેકવાર હરાવી હઠાવ્યા. પરંતુ અંતે તેની છાવણીમાં કુસંપ અને ફાટફુટ થવાથી એંગ્લો-સેકસનોનો જય થયો. ભારતવર્ષના ભોજ અને વિક્રમની પેઠે આર્થર આજે પણ બ્રિટનમાં પૂજાય છે. એંગ્લો સેકસનોની જીત થયા પછી બ્રિટનના દક્ષિણ વિભાગનું ઇંગ્લેંડ, એંગલ-લેન્ડ (એંગ-લોની ભૂમિ) એવું નામ પડયું. લગભગ આજ અરસામાં ઉત્તર વિભાગનું નામ સ્કોટલેંડ પડયું અને એ દેશ એક રાજાના

છત્ર હેઠળ એકત્રિત થયો એંગલો કે સેકસનો કદાપિ ઉત્તર વિભાગમાં ગયા નહિં.

૩. પ્રથમ તો, એંગ્લો-સેકસનોનાં અનેક ટોળાં જુદે જુદે સમયે જુદા જુદા સરદારો હેઠળ આવેલા હોવાથી, ઈંગ્લેંડના ઘણા ભાગ પડયા. નાનાં નાનાં ઘણાં રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં. તેઓ માહોમાંહે પુષ્કળ લડયા. અને છેવટે ચારસો વર્ષના સતત વિગ્રહને અંતે આખો દેશ એક છત્ર હેઠળ આવ્યો અને ત્યાર પછી તેના ભાગલા કદી પડયા નથી.

ઈ. સ. ૮૨૭

૪. રોમનો પોતાની સાથે ખ્રિસ્તી ધર્મ બ્રિટનમાં લાવ્યા હતા તે આપણે જોઇ ગયા. આગળ એ ધર્મ વિષે અનેક વાતો આવશે માટે તે સંબંધી આપણે કેટલીક વિગત હવે જાણી લેવી જોઇએ. ઈસુખ્રિસ્તના સ્વર્ગવાસ પછી ધર્મખાતાનો વહીવટ તેના ચેલાઓના હાથમાં ગયો. તેઓ આચાર્યો બની લોકોને ધાર્મિક ફરજો વિષે બોધ દેતા અને તેમને માટે ધર્મ શાસ્ત્રમાં લખ્યા મુજબનાં વિધિઓ અને કર્મો કરતા. આચાર્યોમાં અનેક પદવીઓ હતી. ઉંચી પદવીના આચાર્યો બિશપ કહેવાતા. દરેક બિશપના અધિકાર હેઠળ અમુક જીલ્લા રહેતા. આચાર્યોને બ્રહ્મચર્ય પાળવું પડતું. આખા ધર્મખાતાનો મુખ્ય બિશપ

રોમમાં રહેતો તથા તેને 'પોપ' (પિતા) એવે નામે બોલાવતા. ઈંગ્લેંડમાં કેન્ટરબરી અને યોર્કના બિશપ મોટા ગણાતા હોઈ તેઓ આર્કબિશપ (વડા બિશપ) કહેવાય છે. ઇંગ્લેંડના રાજાનો રાજ્યાભિષેક કેન્ટરબરીના આર્ક-બિશપને હાથે થાય છે.

૫. જતી વખતે રોમનો બ્રિટનમાં ખ્રિસ્તી દેવાલયો અને આચાર્યો સર્વત્ર મુકતા ગયા હતા. પરંતુ નવા આવનાર એંગ્લો-સેકસનો અખ્રિસ્તી હોવાથી તેઓએ ખ્રિસ્તી દેવાલયો અને આચાર્યોનો નાશ કર્યો અને થોડોક વખત ખ્રિસ્તી ધર્મ ઈંગ્લેંડમાંથી અદૃશ્ય થયો. પણ આસ્તે આસ્તે વખત જતાં સેકસનો પર ખ્રિસ્તી સંપ્રદાયનો પ્રભાવ પડયો. તેઓ ખ્રિસ્તી બન્યા. તેમને બોધ દેવા રોમથી પોપે પાદરીઓ મોકલ્યા; બીજા કેટલાક પાદરીઓ પાડોશના આયર્લૅન્ડના ટાપુમાંથી આવ્યા. આ બે દિશાના પ્રયાસને લીધે ઇંગ્લંડ અને સ્કોટલેન્ડ પાછાં ખ્રિસ્તી ધર્મમાં આવ્યાં.

૬. સેકસનોનો મોટામાં મોટો રાજા આલ્ફ્રેડ હતો. ન્યાયી અને ધર્મિષ્ઠ હોઈ તેને શાંતિ તથા પ્રગતિ બહુ પ્રિય હતાં. તેણે ઘણાં વિદ્યાલયો અને દેવાલયો સ્થાપ્યાં, કાયદા સુધાર્યા, અને અંગ્રેજોની તવારીખ લખાવી. શરીરે

નબળો છતાં તે રાજકાજ પાછળ અથાગ મહેનત કરતો. આજે પણ અંગ્રેજોમાં આલ્ફ્રેડનું નામ સૌથી વધારે લોકપ્રિય અને પ્રેમપાત્ર છે. તેને 'મહાન્' ઉપનામ અપાયું છે તે વાસ્તવિક છે.

૭. પોતે શાંતિપ્રિય છતાં આલ્ફ્રેડનાં ઘણાં વર્ષો લડવામાં ગયાં. સેકસનોએ ચારસો વર્ષ ઉપર જે વલે બ્રિટનોની કરી હતી, તેવીજ દશા હાલ તેમની હતી. ચારસો વર્ષના સ્થાયિ વસવાટથી તેઓ કેટલેક અંશે સુધર્યા એટલામાં

૮૭૧.

તેમના ઉપર ડેઇન નામની જંગલી માનવશાખાના હુમલા થયા. સેકસનો જે ભૂમિમાંથી પ્રથમ આવ્યા હતા તેની નજીક ડેઇનોનો વાસ હતો. તેઓ ઝનુની સૈનિકો હોઈ બ્રિટનમાં લુંટફાટ કરવા આવ્યા હતા. તેમના યોદ્ધાઓથી ભરેલી લાંબી સાંકડી નાવડીઓ નદીઓ વાટે ઠેઠ શહેરો સુધી ધસારા સાથે ઘુસી જતી. ત્યાં ઉતરી લુંટફાટ કરી, બાળી ઝાળી, મારીફોડી મેદાન કરી તેઓ જોતજોતામાં પાછા ચાલી જતા. તેમને અટકાવવાનું કામ અશકય હતું કેમકે તેમના હુમલા ઓચિંતા તથા સખત થતા. છેવટે કેટલાક ડેઈનોને આ દેશ પોતાના દેશ કરતાં સારો લાગવાથી તેઓએ પૂર્વભાગમાં વસવાટ આરંભ્યો, તેથી

તેમની અને સેકસનોની વચ્ચે લડાઇઓ થઇ, આલ્ફ્રેડને તેમની સાથે વારંવાર લડવું પડયું. દરિયાપર તેમની સામે ટક્કર ઝીલવા તેણે એક કાફલો તૈયાર કરાવ્યો. ઘણી ઘણી લડાઇઓ લડયા પછી તે તેમને હંફાવી શકયો. પછી તેણે સુલેહ કરી તેમને ઇંગ્લેંડના પૂર્વ ભાગમાં વસવાની રજા આપી અને સારો બોધ દઈ ખ્રિસ્તી ધર્મમાં આણ્યાં.

૮. મહાન્ આલ્ફ્રેડના મરણ પછી લાગ સાંધી ડેઈનોએ પાછા હુમલા કરવા માંડયા. આ વખતે સેકસનોનો પરાજય થયો અને રાજ્ય ડેઇનોને હાથ ગયું. સદ્‌ભાગ્યે ડેઇન રાજાઓમાં એક, કેન્યુટ, શાણો અને શૂરો નિવડયો. તેણે દેશમાં શાંતિ ફેલાવી, રૈયત પર સારી રીતનું રાજ્યકર્યું. તે ધર્મનિષ્ઠ હોઇ પોતાના ઉમરાવોને સદા એવી સલાહ આપતો કે દુન્યવિ સત્તા કરતાં દૈવી સત્તાને આધીન રહેવું હજાર દરજ્જે સારૂં છે. કેન્યુટના આવા ગુણોને લીધે ઇંગ્લેંડની આખી પ્રજા, ડેઇન તેમજ સેકસન, તેને માન આપવા અને ચાહવા લાગી.

૯. ઈંગ્લેંડમાં વસવાટ આરંભતી વેળાએ સેકસનો નાના નાના જથ્થામાં જ્યાં રસકસવાળી જમીન અને જળાશયો જડયાં ત્યાં વસ્યા હતા. સૌ કોઇ પોતાની નજીકની જમીન ખેડતું. પરંતુ જમીન સદા સાર્વજનિક મિલ્કત ગણાતી.

કોઈ પણ માણસ એમ ન કહી શકતો કે આ ખેતર મારૂં છે. વળી આજુબાજુ આવી રહેલા અરણ્યમાં સૌ કોઇને મૃગયા રમવાનો અધિકાર હતો.

૧૦. આ રીતે વસેલા દરેક જથ્થાનો વહીવટ તેમાંનાજ વૃદ્ધ અને અનુભવી માણસો કરતા. તેઓ સભાઓ ભરી શું વાવેતર કરવું, તથા કોઇએ અપરાધ કર્યો હોય તેને શી સજા કરવી, એ અને એના જેવી બાબતો વિષે વિચાર ચલાવતા. વળી આખી અંગ્રેજ પ્રજામાંથી મુખીઓ બોલાવી રાજા વિટન સભા( ડાહ્યા, અનુભવી પુરૂષોની સભા ) ભરતો અને તેમાં કાયદા કાનૂન અને બીજાં અગત્યનાં કામો થતાં.

૧૧ સેકસનોમાં ખ્રિસ્તી ધર્મ દાખલ થયા પછી ઇંગ્લેંડમાં ઘણા મઠો સ્થપાયા. મઠ એટલે તે સ્થળ કે જ્યાં ધાર્મિક પુરૂષો, સાધુઓ, ભેગા રહે અને પોતાનો ઘણોખરો સમય પાઠપૂજામાં ગાળે. આ સાધુઓ ધર્મ ઉપરાંત બીજી અનેક બાબતોનો બોધ લોકોને આપતા. મકાન બાંધવાની કળા તથા બગીચાની વિદ્યામાં તેઓ કુશળ હતા. વળી તે જમાનાના સર્વ ગ્રંથો તેઓ જ રચતા. ભોજપત્ર પર શિશોળીઆ જેવી કલમ વડે તેઓ ઘણા સફાઈદાર હરફ લખતા. તેમનાં લખાણ એટલાં સુઘડ અને ટકાઉ હતાં કે તેમાંના

કેટલાંક તો આજે, એક હજાર વર્ષ વિત્યાં છતાં જેવાંને તેવાંજ છે. વળી તે સમયની સર્વ નિશાળો સાધુઓ જ ચલાવતા. તે ભયભર્યા જમાનામાં રાત્રીના સમયે વટેમાર્ગુને નિર્ભય આશ્રય મળતો તો તે કેવળ મઠોમાંજ. તેઓ દુઃખીને દિલાસો દેતા તથા તેના ચિત્તનું સાંત્વન કરતા.



# પાઠ ૩જો.

## નોર્મનો.

૧. અત્યારસુધીમાં આપણે રોમનો, સેકસનો, અને ડેઇનોનાં આક્રમણો વિષે વાંચી ગયા. હવે એક બીજા હુમલાની, નોર્મન સ્વારીની, કથા આવશે.

૨. નોર્મનો (નોર્થ–મેન)નો અર્થ ઉત્તરમાં વસતા લોકો એવો થાય છે. આ લોકો અસલ ડેન્માર્કની ઉત્તરમાં વસતા હતા. જે વેળા ડેઇનોના પ્રથમ હુમલા ઇંગ્લેંડ પર આવ્યા, તે જ સમયે દક્ષિણ યુરોપના દેશોપર નોર્મનોનાં ટોળાં આવવા લાગ્યાં. તેઓ ડેઇનોના જાતભાઇઓજ હતા. તેઓ ઘણા બહાદુર અને સાહસિક હોઇ ઠેઠ ભૂમધ્ય સમુદ્રના તટ સુધી પહોંચ્યા. ત્રણસો વર્ષ સુધી યુરોપના કિનારાના દેશો તેમના ત્રાસથી થરથર ધ્રુજતા. પરંતુ આખરે તેઓ ફ્રાન્સના ઉત્તર ભાગમાં વસ્યા. તે પ્રદેશનું નામ તેમના નામ પરથી નોર્મન્ડી પડ્યું. અહીં રહી તેઓ ખ્રિસ્તી બન્યા તથા તેમની જુની બોલી છોડી ફ્રેન્ચ ભાષા બોલતા થયા. વળી ફ્રેન્ચ લોકોના સમાગમમાં આવ્યાથી રીતભાત તથા રહેણી કરણીમાં તેઓ કેટલેક અંશે સુધર્યા.

૩. નોર્મન્ડી ફ્રેન્ચ રાજ્યનો એક ભાગ ગણાતું. ત્યાંનો ઠાકોર ફ્રેન્ચ રાજા હેઠળ હતો. આ સમયે નોર્મનોનો ઠાકોર વિલિયમ નામનો મહા સમર્થ પુરૂષ હતો. રાજ્ય લોભી હોવાથી તેણે ઇંગ્લંડ સર કરવાનો સંકલ્પ કર્યો હતો. આ હેતુથી હોડીઓનો કાફલો તૈયાર કરાવી, તેમાં પોતાની સેના બેસાડી. ઇંગ્લિશ ખાડી ઓળંગી તે હેસ્ટીંગ્સ બંદરે ઉતર્યો. આ વેળા હેરોલ્ડ અંગ્રેજોનો રાજા હતો. તે બહાદુર નિડર યોધ્ધો તથા ચતુર સેનાપતિ હતો. વિલિયમનું બળ વિશેષ હતું છતાં તે હેસ્ટીંગ્સ નજીક પોતાનું સૈન્ય લઈ સત્વર ખડો થયો. અહીં તેની અને વિલિયમની વચ્ચે ખુનખાર લડાઇ થઇ. તેણે પોતાની બુદ્ધિ વાપરી સુરક્ષિત સ્થાન પસંદ કર્યું તથા ત્યાં પોતાનું સૈન્ય ગોઠવ્યું. પાયદળ સેકસનો ઢાલ, ફરસી, અને મોટી તરવારો વડે સજ્જ થયા હતા. નોર્મનોમાં બાણાવળી ઘણા હતા, અને તેમના મુખ્ય યોદ્ધાઓ ઘોડાઓ પર સ્વાર થએલા હતા. તેઓએ સેકસનો પર અનેક ધસારા કર્યા પણ તે સઘળા નિષ્ફળ ગયા. સેકસનો મક્કમ રહ્યા અને એક તસુયે પાછા હઠયા નહિ. આખરે વિલિયમે એક યુક્તિ રચી. તેણે પોતાના સૈનિકોને પાછા ફરી નાસવાનો હુકમ આપ્યો. આની અસર વિલિયમે ધાર્યા જેવી થઇ, સેકસનો તેમની પૂઠે

પડયા એટલે નોર્મનોએ એકદમ ફરી જઈ તેમના પર હલ્લો કર્યો. સેકસનો ઠગાયા અને તેમને સજડ માર ખાધો. હજી હેરોલ્ડ જીવતો હતો. તેનું શરીર બાણોથી વીંધાઇ જાળ જેવું થઇ ગયું હતું, છતાં તે ખરા રજપુતની માફક સામી છાતીએ લડયો. સૂર્યાસ્ત થતાં તેના ઘણાખરા યોદ્ધાઓ રણભૂમિમાં હણાયા અને તે જાતે પણ મુઓ. આ હેસ્ટીંગ્સની લડાઈમાં અનુપમ શૌર્ય દર્શાવી હેરોલ્ડે પોતાનું નામ અમર કર્યું.

૪. આ રીતે નોર્મનોનો વિજય થયા પછી વિલિયમે ઇગ્લેંડના રાજા તરીકે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. તેની સામે સેકસનોના અનેક બળવા થયા તે

૧૦૬૬ શમાવવામાં તેનો કેટલોક વખત ગયો. રણભૂમિ પર તે સાવ દયાશૂન્ય હોવાથી તેણે ઇગ્લંડના ઉત્તર ભાગમાં બળવો થયાથી ત્યાંના નર, નારી, બાળક સૌને એક સરખાં ઠાર કર્યાં, અને આખો પ્રદેશ વેરાન કરી મુકયો. પરંતુ આ કેરથી સેકસનો ચોંકી ગયા અને તેમણે નોર્મનોનો વિરોધ કરવો છોડી દીધો. આ રીતે થોડાંક વર્ષોમાં યુદ્ધકાંડ સમાપ્ત થયું.

૫. સુલેહશાંતિના સમયમાં વિલિયમનું રાજ્ય ઈન્સાફી હતું એમ કહેવું જોઇએ. તે સેકસનોના કાયદા

પાળતો, તથા ધર્મખાતા તરફ શુભેચ્છા ધરાવતો. તેણે એક જંગી દફતર બનાવી તેમાં સર્વ સ્વતંત્ર જનોનાં નામ ઠામ, તેમની સ્થાવરજંગમ મિલ્કત વિગેરેની તપસીલ લખાવી. આમ કરવામાં તેનો ઉદ્દેશ એ હતો કે દરેક જણપર તેની મિલ્કતના પ્રમાણમાં કર આકારી શકાય. આ દફ્તરનું નામ 'ડુમ્સડે બુક' હતું. ડુમ્સડે એટલે દુનિયાનો છેલ્લો દિવસ. તે દિવસે ઇશ્વર આખી દુનિયાનો ઈન્સાફ કરશે એવું ખ્રિસ્તી લોકો માને છે. જેમ દૈવી ઇન્સાફમાંથી કોઈ છટકી શકતું નથી તેમ આ દફ્તરમાં સર્વની નોંધ હોવાથી કોઈ છટકી શકતું નહિ. આલ્ફ્રેડની તવારીખની પેઠે, ડુમ્સડે બુક પણ આજના ઇતિહાસકારોને ઘણી ઉપયોગી છે કેમકે તેમાંથી તે સમયના ઈંગ્લેંડનું ભાન થઇ શકે છે.

૬. સેકસનોના જુના કાયદા ચાલુ રહ્યા છતાં નોર્મન વિજયથી તેમને ઘણું નુકશાન થયું. ઘણા ગુલામ બન્યા અને ઘણા સાર્વજનિક ભૂમિમાંનો પોતાનો હિસ્સો ગુમાવી બેઠા. વિલિયમે ઘણીખરી ઉત્તમ ભોંય પોતાના મિત્રોને વહેંચી આપી, અને બાકીની લગભગ બધી પોતે રાખી, તેને સાફ કરી ત્યાં જંગલ ઉગાડયું. આ રાજવનમાં પહેલાંની પેઠે સેકસનોને શિકાર કરવાની છુટ ન હતી. આવા

જુલમોને લીધે સેકસનોને ઘણાં વર્ષો દુઃખ અને સંતાપમાં કાઢવા પડયાં.

૭. વિલિયમ ઈંગ્લેંડનો રાજા હતો તે ઉપરાંત ફ્રાન્સમાં આવેલા નોર્મન્ડીનો ઠાકોર પણ હતો. ઘણીવાર બંદોબસ્ત માટે તેને ઇંગ્લેંડ છોડી નોર્મન્ડી
૧૦૮૭ જવું પડતું તથા ત્યાં લડાઈઓ લડવી પડતી. આવી એક લડાઇમાં તેનું મરણ નિપજ્યું.

૮. હવે ઈંગ્લેંડમાં વસેલા નોર્મનો વિષે આપણે કેટલુંક શિખી લઇએ. શરીરે લાંબાચોડા તથા મજબુત કાઠીના હોઇ તેમને યુદ્ધ ઘણું વહાલું હતું. મુખ્ય યોદ્ધાઓ 'નાઇટ' (સુભટ) કહેવાતા; અને તેઓ આખે શરીરે બખતર પહેરી, ભાલા તરવાર વડે, ઘોડા પર સ્વાર થઈ લડતા. આ નાઇટોને રાજા તરફથી જાગીરો મળતી અને તેઓ ત્યાં રહેતા. આ જાગીરના બદલામાં તેઓ રાજાને વફાદાર રહેવાનું તથા રણમાં તેને પડખે રહી પ્રાણાન્ત સુધી લડવાનું વચન આપતા. કોઈ કોઇ વાર આ વચન કોરાણે મુકી તેઓ રાજા સાથે તકરાર કરતા, આથડતા અને તેની સામે હથીઆર ઉપાડતા. વસ્તુતઃ આ ઉમરાવો (બેરનો) નોર્મન રાજાઓને બહુ સંતાપતા. તેઓ મોટા જમીનદારો

હોઇ મોટા કિલ્લાઓ બાંધવાની અભિલાષા રાખતા, કેમકે તેમ કર્યાથી તેઓ ઇચ્છાનુસાર માંહોમાંહે નિર્ભયતાથી લડી શકતા અને આજુબાજુની રાંક રૈયતને મરજી મુજબ લુંટી શકતા. રાજાઓને આવી કિલ્લેબંધી નાપસંદ હતી, અને બળવાન રાજા ગાદીએ આવતો તો તે હમેશા તેમના કિલ્લા તોડાવી નાંખતો.

૯. મૃગયા નોર્મન બેરનોનો મુખ્ય વિલાસ હતો. તેમને સંગીતનો પણ શોખ હોવાથી તેઓ પોતાના કિલ્લામાં ગવૈયા રાખતા. સુંદર મકાનો તેમને ગમતાં. નોર્મન આચાર્યોએ ઇંગ્લેંડમાં સ્થળે સ્થળે ભવ્ય દેવાલયો બંધાવ્યાં. આમ દરેક રીતે નોર્મનો સેક્સનો કરતાં ચઢીઆતા નિવડ્યા.

૧૦. વિલિયમ પછી તેના બે પુત્રો, વિલિયમ બીજો અને હેન્રી અનુક્રમે ગાદીએ આવ્યા. વિલિયમ બીજો તેના પિતાની પેઠે અચ્છો લડવૈયો હતો, પણ ક્રૂર હોઇ રાજ્ય કર્તા તરીખે તે નાલાયક હતો. હેન્રી યે યોદ્ધો હતો. તેનામાં રાજ્યકર્તાના લક્ષણો હોવાથી તેનું રાજ્ય સારૂં ગણાયું. ખુદ સેકસનો તેને 'સદાચરણી સિંહ' કહેતા. તેનો એકનો એક પુત્ર અકસ્માત્ ઇંગ્લિશ ખાડીમાં ડુબી ગયાથી તેની પુત્રી મટિલ્ડા ગાદી વારસ બની. હેન્રીના મરણ પછી તેનો ભાણેજ સ્ટિવન અને મટિલ્ડા, એ બે

વચ્ચે ગાદી માટે દારૂણ યુદ્ધો થયાં. આખું ઇંગ્લેંડ દુઃખી દુઃખી થઈ ગયું. મોટા મોટા ઉમરાવોએ ગરીબ રૈયતને રંજાડવામાં કશી મણા રાખી નહિ. ખેતીવાડી અને ધંધા રોજગાર બંધ પડયા. આ દશ પંદર વર્ષ જે દુઃખ પડયાં તેવાં ઇંગ્લેંડે પૂર્વે કદી અનુભવ્યાં ન હતાં. આખરે સ્ટિવનનું મરણ થયું અને મટિલ્ડાનો પુત્ર બીજો હેન્રી ગાદીએ આવ્યો ત્યારપછી રાજ્યવ્યવસ્થા સ્થિર થઇ અને દેશમાં શાંતીનું સામ્રાજ્ય વ્યાપ્યું.

૧૧. વિલિયમ પહેલાએ ઉમરાવોને જાગીરો આપવાનો, તથા તેના બદલામાં વફાદારીનાં અને યુદ્ધમાં સહાય કરવાનાં વચન લેવાનો રિવાજ ઈંગ્લેંડમાં દાખલ કર્યો હતો તેને ફ્યુડલ પદ્ધતિ નામ અપાયું છે. વિલિયમ મહા પહોંચેલ હોવાથી તેણે પોતાના ઉમરાવોને જાગીરો એક જથ્થે નહિ, પણ એક કટકો અહીં તો બીજો કટકો એથી ઘણો દૂર એમ કટકે કટકે આપેલી. આમ કરવામાં તેનો ઉદ્દેશ એ હતો કે ઉમરાવોનાં માણસો એક જથ્થે નહિ પણ છુટાછવાયા રહે અને એ સર્વને ભેગા કરી હંગા કરવાનું કામ કઠણ બને.

# પાઠ ૪ થો.

## એન્જુ વંશ. બીજો હેન્રી ૧૧૫૪–૧૧૮૯.

૧. ફ્રાન્સમાં નોર્મન્ડીની નજીક એન્જુ નામનો એક જીલ્લો છે. આ જીલ્લાનો ઠાકોર હેન્રીની પુત્રી મટિલ્ડા સાથે પરણ્યો હતો, અને તેમનો પુત્ર બીજો હેન્રી એ નામ ધારણ કરી ઇંગ્લેંડનો રાજા થયો. તેણે એક ફ્રેન્ચ ઉમરાવ જાદી સાથે લગ્ન કર્યું આ ઉમરાવજાદી ફ્રાન્સના એક મોટા જીલ્લાની માલિક હતી. આ રીતે વારસા મળવાથી ફ્રાન્સનો અર્ધો ઉપરનો મુલક ઇંગ્લેંડના રાજાના કબજામાં આવ્યો અને હેન્રી યુરોપના અતિપ્રતાપી રાજાઓમાં ગણાયો.

૨. આયર્લૅન્ડ પર સ્વારી લઇ જનારા પ્રથમ અંગ્રેજ રાજા હોવાનું માન હેન્રીને છે. આ ટાપુની કથા હવે થોડી ઘણી જાણી લેવી જોઇએ. સીઝરના આગમન વખતે આયર્લૅન્ડના વતનીઓ બ્રિટનોના જેવા જ હતા. પ્રથમ તો પેટ્રીક નામના એક મહાસંત પુરૂષના બોધથી તેઓએ ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો. સેકસનોને બોધ દેવા આયર્લૅન્ડના પાદરીઓ ઇંગ્લેંડમાં આવ્યા હતા તે આપણે વાંચી ગયા.

૩. પાછળથી એ ટાપુપર ડેઇનો ચઢી આવ્યા અને

આયરિશ તથા ડેઇનો વચ્ચે ઘણી ઘોર અને ખુનખાર લડાઇઓ થઇ. અંતે ડેઇનો હાર્યા. આયરિશ લોકો પણ ઘણા નિર્બળ થઇ ગયા અને તેઓમાં નાના નાના ઘણા ભાગલા પડી ગયા. કુસંપે ઘર ઘાલ્યું.

૪. સેકસનોએ કદી એ તરફ નજરજ ન કરી પણ નોર્મનોએ ત્યાં પ્રવેશ કર્યો. ઘણા નોર્મન ઉમરાવોએ મોટી મોટી જમીનો સર કરી ત્યાં કિલ્લા બંધાવ્યા. આ પરિસ્થિતિ જોઇ અને પોતે મહાલોભી હોઇ હેન્રી જાતે ત્યાં ગયો અને એમ પ્રગટ કર્યું કે હું નોર્મનો અને આયરિશો બન્નેનો રાજા છું. પરંતુ તેનાથી ત્યાં રહેવાય એમ ન હતું, અને તેની પીઠ ફરતાં નોર્મનો અને આયરિશો વચ્ચે રમખાણ થયાં અને એવી સ્થિતિ ઘણો વખત ચાલી.

૫. ઇંગ્લેંડ વધારે ભાગ્યશાળી હતું કેમકે તેને હેન્રીના પરિશ્રમ અને શાણપણનો પુરો લાભ મળ્યો. ઇંગ્લેંડમાં એવો કોઇ રાજા થયો નથી કે જેણે ઇંગ્લેંડ માટે બીજા હેન્રી કરતાં વધારે મહેનત કરી હોય.

૬. સેકસનોમાં એવો રિવાજ હતો કે અપરાધીનો ઇન્સાફ તેના ગામવાળા કરે. નોર્મનો આવ્યા પછી વસ્તુસ્થિતિ પલટાયાથી આ અધિકાર મોટા ઉમરાવોને સોંપાયો.

અપરાધી જે જમીનદારની જાગીરમાં વસ્તો હોય તે જમીનદાર તેનો ઈન્સાફ કરતો. નોર્મનોને લડાઈ લડવાનો અને જોવાનો શોખ હોવાથી ઘણીવાર તેઓ વાદી–પ્રતિવાદી વચ્ચે દ્વન્દ્વ યુદ્ધ કરાવતા અને જે જીતતો તે સાચો ગણાતો. તેઓની એવી માન્યતા હતી કે ઈશ્વર સાચાને જ સહાય કરે છે. પણ આમાં ઘણીવાર એવું થતું કે લુચ્ચો માણસ કેવળ બાહુબળના જોરે ફાવતો અને સાચો માર્યો જતો. શાણા હેન્રીએ આ રિવાજ કાઢી નાંખ્યો. પ્રજાનો ઈન્સાફ કરવા સારૂ તેણે પોતાના ન્યાયાધીશોને જીલ્લે જીલ્લે મોકલવા માંડયા. ઉપરાંત તેમને એવો હુકમ કર્યો કે જ્યારે તમે કચેરી ભરો અને તપાસ ચલાવો ત્યારે તોહોમતદાર અપરાધી છે કે નહિ તે નક્કી કરવા અમુક સ્વતંત્ર જનોને બોલાવવા. આ સ્વતંત્રજનોના જુથને 'જ્યુરી' કહેતા. જ્યુરીની રૂઢીનો આરંભ આ રીતે થયો. આ વખતથી માંડી આજદિન સુધી ઇંગ્લેંડમાં ઇન્સાફનું કામ આ રૂઢી પ્રમાણેજ થતું આવ્યું છે. દરેક માણસને પોતાપર મુકાએલા આરોપની તપાસ જ્યુરી સમક્ષ કરાવવાનો હક્ક આ વખતથી મળ્યો.

૭. હેન્રીના રાજ્યની મુખ્ય મુશ્કેલી તેની અને ધર્માચાર્યોની તકરારમાંથી જન્મી. લોકોને મદદ કરવા તથા ઉન્નતિએ પહોંચાડવા આચાર્યો શું શુ કરતા તે આપણે વાંચી

ગયા; પણ સાથે સાથે તેમની સત્તા ઘણી વધી ગઈ હતી, તે ધ્યાનમાં રાખવાનું છે. એકાદા આચાર્ય પર કોઇ આરોપ મુકાયો હોય તો તેની તપાસ સામાન્ય કચેરીમાં નહિ, પણ આચાર્યોની પોતાની કચેરીમાંજ થતી. આથી કોઇ કોઇ વાર એવું થતું કે અપરાધી આચાર્યને વ્યાજબી સજા ન થતી. વળી કોઇપણ આચાર્યને કોઇપણ ગુન્હા માટે દેહાંતદંડ તો થઈ શકે જ નહિ. આ આચાર્યોના અધિકાર આપણા પ્રાચીન બ્રાહ્મણોના ખાસ અધિકાર જેવાજ લાગે છે. હેન્રીનો મત એવો હતો કે આચાર્ય વર્ગના ચુકાદા સામાન્ય કચેરીમાં જ થવા જોઇએ અને તેમને સાધારણ રૈયતની પેઠે જ ગણવા જોઇએ. આ મુજબના તેણે હુકમ કાઢયા.

૮. આ સમયે થોમસ બેકેટ નામનો પુરૂષ કેન્ટરબરીનો આર્કબિશપ હતો. પ્રથમ તો તે સાધારણ આચાર્ય હતો પણ હેન્રીએ તેની હોશીયારી તથા વિદ્વત્તા જોઇ તેને ઉંચી પદવીએ ચઢાવ્યો. હેન્રીને એવી આશા હતી કે બેકેટ રાજકાજમાં મદદરૂપ થઈ પડશે. અત્યારસુધી તો તે રાજાનો મિત્ર રહ્યો પણ હવે આચાર્ય વિષેના હુકમો બહાર પડયા પછી તેણે રાજાનો વિરોધ કર્યો.

૯. બેકેટની સરદારી હેઠળ આચાર્યોએ સંકલ્પ

કર્યો કે રાજાના આ હુકમને માન આપવું નહિ. રાજા અને આચાર્યો વચ્ચેનો ઝઘડો ઘણો વખત ચાલ્યો. અંતે ચાર નાઇટો, જે રાજાના મિત્ર હતા, તેમણે બેકેટનું ખુન કર્યું. આ સમાચાર સાંભળી પ્રજા ખુબ ઉશ્કેરાઇ ગઇ. બેકેટ ધર્મરક્ષણ ખાતર પ્રાણ પાથરનાર શાહિદ ગણાયો. હેન્રી ધર્મખાતાને ઈજા કરવા ઇચ્છતો નહતો; તેને તો ફક્ત દેશના કાયદા સુદૃઢ કરવાની અભિલાષા હતી. પોપે બેકેટને સેઇન્ટ, સંત, જાહેર કર્યો; એટલે લોકો તેની માનતા માનવા લાગ્યા અને તેની કબરે યાત્રા અર્થે જવા માંડયા. પોતાની કફોડી સ્થિતી નિહાળી હેન્રી પોતે પણ ત્યાં ગયો તથા બેકેટના મરણ માટે અનેક રીતે જાહેર પશ્ચાત્તાપ કર્યો. આથી આચાર્યોનું ચઢી વાગ્યું અને તેમના ખાસ અધિકાર સેંકડો વર્ષ સુધી ટકયા.

હેન્રીના રાજ્યમાં નોર્મન સેકસન પોતાના અસલ ઝઘડા વિસારે મુકી એકમેક સાથે મિત્રભાવે રહેવા લાગ્યા. હવેથી આપણે પણ સેકસનો કે નોર્મનો નહિ પણ અંગ્રેજો એ શબ્દ ઈંગ્લેંડના લોકો માટે વાપરીશું.

૧૧. ઇંગ્લિશ ભાષાનો જન્મ પણ આ વેળાએ જ થયો. તે સેકસન અને નોર્મન ભાષાઓની પુત્રી હતી. એક ભાષાશાસ્ત્રીએ તેને મકાન સાથે સરખાવી છે તે

મુજબ કોલ અને ખીલા સેકસનના, અને ઈંટો નોર્મનની છે.

૧૨. પ્રજા પ્રત્યે શુભેચ્છા ધરાવવા ઉપરાંત હેન્રી પોતાના પુત્રો પ્રત્યે બહુ મમતા રાખતો. છતાં તેઓ કપુત નિકળ્યા. તેમણે બાપ સામે બળવા જગાવ્યા અને ઘણા બેરનો તેના પક્ષમાં ભળ્યા હતા. આ સર્વે બળવા હેન્રીએ શમાવ્યા અને પુત્રોને ક્ષમા કરી. છતાં તેઓ સુધર્યા નહિ. તેની રાણી પણ કુભારજા હતી. પાંત્રીશ વર્ષના રાજ્ય પછી દુઃખ અને દિલગીરીમાં ડુબેલા વૃદ્ધ હેન્રીનું મરણ થયું.

૧૩. હેન્રીના સમયમાં સ્કોટલેન્ડમાં વિલિયમ ધિ લાયન (વિલિયમ સિંહ) કરીને રાજા

૧૧૮૯

હતો. નામ પ્રમાણે તેનું શુરાતન હતું અને તેને હેન્રીને વશ કરવાનું મન થયું. પરંતુ તે હાર્યો, કેદ પકડાયો, અને તેને હેન્રીનું સ્વામિત્વ સ્વીકારવું પડયું.



# પાઠ ૫ મો.

## પહેલો રિચર્ડ ૧૧૮૯–૧૧૯૯.

૧. બીજા હેન્રીનો તિલાટ કુંવર રિચર્ડ લાંબી કાઠીનો, દેખાવડો, તથા સુંદર ભુરી આંખોવાળો હતો. યુરોપના સૌથી સમર્થ યોદ્ધાઓ અને સૌથી મોટા સેનાપતિઓમાં તે લેખાતો. સારી રીતે રાજ્ય ચલાવવાની તેને કશી પરવા ન હતી. તેનું લક્ષ આખો વખત યુદ્ધપર જ રહેતું. દશ વર્ષના રાજ્ય દરમ્યાન દશ મહિના યે તે ભાગ્યે ઇંગ્લેંડમાં રહ્યા હશે, તેને અંગ્રેજી બોલી આવડતી નહિ, છતાં અંગ્રેજો તેના શૌર્યપર ફિદા હતા તથા તેને વફાદાર રહ્યા. તેને 'સિંહછાતીનો' એવું ઉપનામ મળ્યું હતું,

૨. રિચર્ડે જે લડાઇઓમાં ભાગ લીધેલો તેને ક્રુઝેઇડ (ધર્મ યુદ્ધ) કહે છે. ઇસુ ખ્રિસ્તને તેના શત્રુઓએ જેરૂસલેમમાં ક્રુસને લાકડે ચઢાવ્યા હતા તે ભૂમિ પવિત્ર માની ત્યાં જાત્રાએ જવાનો રિવાજ ખ્રિસ્તીઓમાં પડયો હતો, જ્યાંસુધી જેરૂસલેમ કોન્સ્ટેન્ટીનોપલના ખ્રિસ્તી બાદશાહને તાબે હતું ત્યાંસુધી તો તેઓ આ જાત્રા સહેલાઇથી કરી શકતા. પણ કેટલાક સૈકા પછી મુસલમાનોએ પાશ્ચમ એશિયાનો તમામ ભાગ જીતી લીધો, જેરૂસલેમની જાત્રા

ધીમેધીમે કઠણ થતી ગઇ. ખ્રિસ્તી દેવાલયો હતાં તે તુટી તેને સ્થાને મસજીદો બંધાવા લાગી. આ સમાચાર જ્યારે યુરોપમાં ફેલાયા ત્યારે ખ્રિસ્તીઓના ક્રોધના પાર રહ્યા નહિ. જેરૂસલેમનું પવિત્ર સ્થળ મુસલમાનો પાસેથી જીતી લેવા તેમણે સંકલ્પ કર્યો, આને પરિણામે ખ્રિસ્તી મુસલમાન વચ્ચે અનેક ધર્મયુદ્ધો થયાં.

૩. પ્રથમ ક્રુઝેઇડમાં વિલિયમ વિજયીના જ્યેષ્ઠ પુત્ર રોબર્ટે ભાગ લીધો હતો, તેને અંતે જેરૂસલેમ ખ્રિસ્તીઓને હાથ આવ્યું. ત્યાર પછીના સૈકામાં તે પાછું મુસલમાનોએ સર કર્યું. રિચર્ડ ગાદીએ આવ્યો ત્યારે સુલતાન સલાદિનનું રાજ્ય હતું. યુરોપમાંથી આ સમયે પાછું ખ્રિસ્તીઓનું સૈન્ય નીકળ્યું અને રિચર્ડ તેમાં એક આગેવાન હતો. તે ઠેઠ જેરૂસલેમ પહોંચ્યો પણ સાથીઓ ચાલ્યા જવાથી તે ત્યાં કશું કરી શકયો નહિ, અને તેને નિરાશ થઇ પાછા ફરવું પડયું. રસ્તામાં એક શત્રુ રાજાએ તેને પકડી બંદીખાને નાંખ્યો. અંગ્રેજ લોકોને આ વાતની ખબર પડતાં તેમણે મુક્તિદાણની ઘણી મોટી રકમ આપી તેને છોડવ્યો આને માટે કહે છે કે દરેક અંગ્રેજને ત્રણ ત્રણ મહિનાની

આવક હોમવી પડી. રિચર્ડ આ રીતે ઝાઝો વખત ટક્યો નહિ. ફ્રાન્સમાં યુધ્ધ જાગવાથી તે ત્યાં ગયો અને એક લડાઇમાં ઠાર થયો.

———:(o):———

# પાઠ. ૬ ઠો.

## જોન. ૧૧૯૯–૧૨૧૬.

૧. રિચર્ડ પછી તેનો કનિષ્ઠ ભાઈ જોન ગાદીએ આવ્યો. દુનિયાની વિચિત્ર ઘટમાળમાં ઘણી વેળા એવું બને છે જે સારા માણસોના છોકરા ખરાબ નીકળે છે, તથા આપણી કહેવત 'દીવા પાછળ અંધારૂં' સાચી ઠરે છે. ઇંગ્લેંડમાં બીજા હેન્રી કરતાં વધારે મોટો રાજા કોઈ થયો નથી; અને તેનોજ દીકરો જોન અંગ્રેજ રાજાઓમાં અધમમાં અધમ ગણાય છે. રાજ્યના આરંભમાંજ તેણે એક મહાઘોર કર્મ આદર્યું. પોતે ગાદીએ બેઠો છતાં તેને પોતાના ભત્રીજાના રાજહક્કનો ડર હોવાથી તેણે તે કુમળી વયના નિર્દોષ બાળકને ગુપચુપ ઠાર કરાવ્યો.

૨. જોન જેવો મૂર્ખ અને બાયલો રાજા ઇંગ્લેંડની ગાદીએ આવ્યો એ લાગ સાધી ફ્રેન્ચ રાજાએ તેના ફ્રાન્સમાંના મુલકપર હુમલો કર્યો તથા જોતજોતામાં તેનો સઘળો વિશાળ મુલક સર કરી લીધો. આ બનાવ ઇંગ્લેંડની કીર્તિને કલંક સમાન હતો, છતાં એથી એક લાભ થયો. હવે નોર્મન બેરનોની ફ્રાન્સમાં જાગીરો ન રહેવાથી તેઓ

ઇંગ્લેંડને જ સ્વદેશ ગણવા લાગ્યા, અને ઇંગ્લેંડની પ્રજા વધારે સંપીલી બની.

૩. જોનનો યુગ એટલે ટંટાનો યુગ, એમ કહીએ તો યથાર્થ છે કેમકે તે આ કોઈ સાથે લડયો હતો, અને દરેક વખતે હાર્યો હતો. તેના સમયમાં કેન્ટરબરીના આર્કબિશપની જગ્યા ખાલી પડી. તે માટે રાજા પોતાનો આદમી નીમવા માંગતો હતો, અને પોપ પોતાના આદમીને મુકવા ઇચ્છતો હતો. પોપ કહે કે એ અધિકાર મારો છે. જોને આ અધિકાર ના કબુલ કર્યો તેથી પોપે તેને ધર્મબહાર મુકયો, એટલે, ખ્રિસ્તી આલમને એમ જાહેર કર્યુ કે તે ખ્રિસ્તી ધર્મનો અનુયાયી નથી અને કોઈ ખ્રિસ્તીએ તેની સાથે વહેવાર રાખવો નહિ તેણે ફ્રાન્સના રાજાને આજ્ઞા કરી કે તમે ઇંગ્લેંડ જઇ જોનનું રાજ્ય લઇ લો. ફ્રાન્સવાળો આમ કરવા તૈયાર જ હતો, પણ એટલામાં જોન નમી પડયો અને ઘણી આકરી શરતો સ્વીકારાતાં સમાધાન થયું. તેને કબુલ કરવું પડયું કે હું પોપને તાબે રહી દરવર્ષે ખંડણી મોકલીશ. આ પ્રમાણે ઈંગ્લેંડમાં રાજા અને ધર્મખાતા વચ્ચે બીજીવાર ઝઘડો થયો અને બીજીવાર રાજા હાર્યો.

૪. બે ઝઘડાની વાત આપણે વાંચી. હવે ત્રીજા



જોન રાજા મેગ્ના ચાર્ટા પર સહી કરે છે. (પાનું ૩૩)

તરફ વળીએ. જોનને પોતાની રૈયત સાથે વેર બંધાયું. તેના દુરાચાર અને કુરાજ્યને સબબે તે સર્વનો શત્રુ બન્યો અને આખરે અંગ્રેજ આગેવાનોએ ઠરાવ કર્યો કે ગમે તે ભોગે રાજવહીવટ સુધારવો અને તેમાં પ્રજામતનો હિસ્સો વધારવો. આ ઠરાવમાં સર્વ વર્ગ,–બેરન, બિશપ, આચાર્ય, અને સામાન્ય જન,–સામેલ હતા. રાજાના પક્ષમાં ફક્ત તેનો પગાર ખાનારા ભાડુતી વિદેશી સૈનિકો હતા. લાચારીએ રૈયતને વશ થઈ તેને 'મેગ્ના ચાર્ટા' (મોટો પટો) કરી આપવો પડયો. આ પટામાં જોનને હાથે પ્રજાને ઘણા અમૂલ્ય હક્કો અપાયા હતા. તેમાં બે મુખ્ય છે.

क. કાયદેસર, અથવા જ્યુરી જેને અપરાધી ઠેરવે તે શિવાયના કોઇ પણ પુરૂષને બંદીખાને નાંખવામાં આવશે નહિ.

ख. ઉમરાવસભાની સંમતિ વિના નવા કરવેરા ઉઘરાવવામાં આવશે નહિ.

૫. રનીમીડના મેદાનમાં ભરાયલી મહાસભા સન્મુખ જોને આ પટા પર સહી કરી. સહી તો કરી પણ અંદરખાનેથી તેનું હૃદય મેલું હતું. તેણે પોતાનું
૧૨૧૫ સૈન્ય ભેગું કરી ઉમરાવો સામે યુદ્ધ ચલાવ્યું. ટુંક વખતમાં તે મુઓ. પણ પટો તો

ચિરંજીવ રહ્યો. જોન પછી આવનારા સર્વે રાજાઓએ તે માન્ય રાખ્યો એમ સમજવાનું નથી. પરંતુ તે સદા યાદ રખાતો અને સેંકડો વર્ષો વીત્યા બાદ તેમાંની લગભગ બધી કલમો ઇંગ્લેંડના સ્થાયિ કાયદામાં સામેલ થઈ.

૬. આ પટાને દરેક અંગ્રેજ પવિત્ર માને છે તથા એ માટે અભિમાન ધરાવે છે. એક અંગ્રેજ કવિએ તેને વિષે એકકાવ્ય લખ્યું છે, તેનું હિંદી ભાષાન્તર અહીં ટાંક્યું છે.

(લાવણી)

૧. ખડા રહેએ ઓ પંથી,
યહ હૈં બડા રનીમીદ રમ્ય અરન્ય,
જહાં પૂર્વે પૂર્વજને અપૂર્વહિ
કિયા પરાક્રમ સિપાહી બન;
પકર કરહી જુલ્મી રાજા કા
લિખાલિયા પટ્ટા પાવન,
જિસ પટ્ટે કે જોરહિ તેરે
તુટે હુવે હૈં સબ બંધન.
૨. સીસ નમા, આસિસ દે,
સુમરન કર હરદમ આનંદિત મન.
ઔર હોવે કભિ દિયે દેવને,

તિઝેં પુત્ર, તો તું તત્છન
જા, તિસ્કો હ્યાં બુલાહિ લા,
અરૂ ખેત્ર બતાકે બોલ બચન,
બેટા બેહદ હૈ ઉપકારહિ,
જો કર ગયેહિ વે મહાજન.
૩. અમૂલ્ય હૈ એશાન હિ,
ઇસ્કા મિલે ન બદલા ચૌદ ભુવન.
એક ઉપાયહિ હૈ, તુમ,
ઇસિ બિધ મિઝે દો પુત્ર રતન
યહ પૂર્ણજકા અજબ વારસા,
મઝબ મુઝબ કરકેહિ જતન
સદા અખંડહિ અહ્મે રખીંગે,
લડકે લડકોં કે કારન.
૪. જબ લગ ઘટમેં પ્રાન,
કૌન હિ કરે હમારા હકક હરન.
હક ખાતિર બહીતરહિ મરનાઃ
બંદિવાનકા જલો જિબન.
ઈંગ્રેજ કવિ એકન્સાઇડ કરત,
યૌં પૂર્ણ ઉચ્છાહ કવંન.
તિસ્કા તર્જુમા તર્ત્તિબે,
નવલરામ વદે રંકવદન.

# પાઠ ૭ મો.

## ત્રીજો હેન્રી. ૧૨૧૬–૧૨૭૨.

૧ જોનનો પુત્ર હેન્રી ભલો માણસ હતો, પણ રાજકાજમાં તે નબળો હતો. તે મોટા ઉમરાવોને વશ રાખી શકયો નહિ. ઘણાં વર્ષોસુધી તો ખરી સત્તા ઉમરાવ સભા હસ્તક હતી અને રાજા કેવળ પુતળા જેવો હતો. અંતે પાટવીકુંવર એડવર્ડે બેરનોને હરાવ્યા અને પરિણામે હેન્રી છેક ઘડપણમાં થોડાંક વર્ષ શાંતિ ભોગવી શક્યો.

૨ આ સમયે ઇંગ્લેંડના રાજ્યતંત્રમાં એક મોટો ફેરફાર થયો. બેરનોની સભા અસલની વિટનસભા જેવી હતી. તેમાં સર્વ બેરનો તથા બિશપો જાતે હાજર રહેતા. હવે બેરનોની કાઉન્સીલ હકુમત ચલાવતી હોવાથી તેમણે શહેરો અને ગામડાંઓને પ્રતિનિધિઓ મોકલવા આમંત્રણ મોકલ્યાં. આ શુભ કાર્ય કરનાર બેરનોનો નેતા સાઇમન ડિ મોન્ટફર્ટ હતો. ઇંગ્લેંડનું હિત તેને હૈયે હતું. તે જોઇ શકયો કે રાજ્ય સુદૃઢ બનાવવાનો કેવળ એક ઉપાય છે. તે એ કે રાજ્યને સર્વ વર્ગોનો ટેકો હોવો જોઇએ. સૌએ તેનાં આમંત્રણ સ્વીકાર્યાં અને પ્રતિનિધિઓ મોકલ્યા. આ

પ્રકારે ઇંગ્લેંડની આમસભાનો જન્મ થયો. આ પ્રમાણે ઉદ્ભવેલી નવી સભાને 'પાર્લમેન્ટ' નામ અપાયું. પાર્લમેન્ટ એટલે પ્રજાહિત વિષેની વિવિધ વસ્તુઓ પર વિચાર ચલાવનારી મંડળી.

———:(o):———

# પાઠ ૮ મો.

## પહેલો એડવર્ડ ૧૨૭૨–૧૩૦૭.

૧. બીજા હેન્રીની પેઠે, પહેલો એડવર્ડ પણ ઇંગ્લેંડના શ્રેષ્ટ અને સૌથી મોટા રાજાઓમાં લેખાય છે. તેનામાં સામાન્ય મનુષ્યનાં તેમજ રાજ્યકર્તાનાં લક્ષણો હતાં. ઘણો નિડર હોવાથી તે પોતાના જમાનાના લડવૈયાઓમાં નામાંકિત થયો હતો. વળી તે સત્યનિષ્ઠ અને ધર્મિષ્ઠ પણ હતો. સદ્દભાગ્યે તેને સદાચરણી અને સતી સ્ત્રી મળી હતી. દેશના હિતમાટે તે ઘણી સખત મહેનત કરતો.

૨ આખું ઇંગ્લેંડ સંપીલું બને, એ તેના અંતરની અભિલાષા હતી. ભૂતકાળમાં થઇ ગએલા ખરાબ રાજાઓની તવારીખનાં અવલોકન અને અભ્યાસથી તેને માલમ પડ્યું હતું કે દેશની દુર્દશા થવાનાં મુખ્ય કારણો બે હતાં:—

क. મોટા ઉમરાવો બળવો જગાવવા અને સુલેહ શાંતિનો ભંગ કરવા સદા તત્પર રહેતા.

ख. સામાન્ય પ્રજાની રક્ષા કરવા તરફ રાજાઓ પુરતું લક્ષ આપતા નહિ. દેશની આબાદીનાં સાધન તો આ

સામાન્ય લોકો જ હતા. તેથી તેમનું રક્ષણ કરવાની ખાસ જરૂર હતી. આમ થવાથી તેઓ રાજાના મિત્રો બની તેને રાજ-કાજમાં જોઈતી મદદ આપે એમ હતું.

૩ પોતે સાઇમન ડિ મોન્ટફર્ટ સામે લડ્યો હતો છતાં સમજુ હોવાથી રાજાએ તેનું અનુકરણ કરી આખી પ્રજાની પાર્લમેન્ટ બોલાવી. દરેક શહેર અને દરેક ગામ-સમુહના પ્રતિનિધિઓ આ પાર્લમેન્ટના આમ વિભા-ગમાં (હાઉસ ઓફ કોમન્સમાં) આવી બેઠા. મોટા ઉમરાવો અને બિશપો ઉમરાવ વિભાગમાં (હાઉસ ઓફ લોર્ડસમાં) બેઠા. એડવર્ડે ચાલુ કરેલી આ રૂઢી હજી પણ કાયમ છે.

૪ નોર્મન વિજયના સમયથી દાખલ થએલી ફ્યુડલ પદ્ધતિને પરિણામે બેરનો બહુ બળવાન બન્યા હતા, અને રાજાને લશ્કરી મદદ માટે તેમના પર આધાર રાખવો પડતો. જો તેઓ વિફરતા, તો રાજા ભારે સંકડામણમાં આવી પડતો. એડવર્ડે આ મુશ્કેલી દુર કરવા એવા હુકમ કાઢયા કે દરેક સ્વતંત્ર જને હથિયાર રાખવાં અને સંકટ સમયે રાજાને સહાય કરવી.

૫ જોનને હાથે બક્ષાએલો મોટો પટો એડવર્ડે સ્વી-

કાર્યો. તેણે કાયદામાં ઘણા સુધારા કર્યા. આ સમયે વાસ્તવિક રીતે ધારા ઘડનાર રાજા પોતેજ હતો; પાર્લમેન્ટ માત્ર સલાહજ આપતી.

૬ કાયદા ઘડનાર ઉપરાંત યોદ્ધા તરીખે યે એડવર્ડ ખ્યાતિ પામ્યો હતો. તેના જીવનનો ઘણો ભાગ યુદ્ધમાં ગયો હતો. જુવાનીમાં ધર્મયુદ્ધ લડવા તે જેરૂસલેમ ગયો હતો. પાછળથી તેને વેલ્સ અને સ્કોટલેન્ડ સાથે લડાઈ થઇ.

૭. પશ્ચિમમાં વસતા બ્રિટનો સેકસનોથી કદી હાર્યા ન હતા. તેઓ પોતાના પહાડી મુલકમાં સ્વતંત્ર રીતે રહેતા. સેકસનો તેમને વેલ્શ (વિદેશી) કહેતા.
૧૨૮૩ તેમનામાં અનેક નાનાં રાજ્યો હતાં. નોર્મન વિજય પછી કેટલાક નોર્મન ઉમરાવોએ વેલ્સનો કેટલોક ભાગ સર કરી ત્યાં કિલ્લા બંધાવ્યા હતા. આમના ત્રાસમાંથી બચવા વેલ્શના ઠાકોરોએ ન છુટકે રાજાનો આશ્રય લીધો; અને બદલામાં તેનું સ્વામિત્વ કબુલ કર્યું. એડવર્ડના સમયમાં ત્યાં લુવેલિન નામનો ઠાકોર હતો. તેણે આખા વેલ્સનું એકછત્રી રાજ્ય કરવા એડવર્ડ સામે મોટું યુધ્ધ કર્યું પણ તે મરાયો અને વેલ્સ ઈંગ્લેંડનો એક ભાગ બન્યું. વેલ્શ પ્રજાને ખુશ

કરવા એડવર્ડે પોતાના પાટવી કુંવરને 'પ્રિન્સ ઓફ વેલ્સ' એવું ઉપનામ આપ્યું અને તે સમયથી ઇંગ્લેંડના સર્વ પાટવી કુંવરો આ નામ ધારણ કરતા આવ્યા છે. આ પછી ઇંગ્લેંડ વેલ્સ વચ્ચે ઘણી ઓછી લડાઇ થઇ છે.

૮ હવે બ્રિટન ટાપુના ઉત્તર ભાગ, સ્કોટલેન્ડ તરફ વળીએ. ત્યાં ગેલ નામના, પ્રાચીન બ્રિટનોના જેવા લોકો વસતા હતા તે પાછલા એક પાઠમાં આપણે વાંચી ગયા. તેઓ પર્વતવાસી હોઈ ન રોમનોથી કે ન સેકસનોથી જીતાયા હતા. વેલ્શ લોકોની પેઠે તેમનામાં પણ ઘણાં નાનાં રાજ્યો હતાં; પણ નોર્મન વિજય સુધીમાં તેઓ સઘળાં ભેગાં થઇ એક રાજાના હેઠળ આવ્યાં હતાં. એ રાજા ઉત્તર સ્કોટલેન્ડના ગેલ હાઇલેન્ડરોપર (પર્વતવાસીઓપર) તેમજ દક્ષિણ સ્કોટલેન્ડના મેદાનોમાં વસતા સેકસનો પર રાજ્ય કરતો. નોર્મન વિજય વેળા એ રાજાએ વિલિયમનું સ્વામિત્વ સ્વીકાર્યું હતું. આ પછી ઘણા નોર્મન બૅરનો સ્કોટલેન્ડમાં જઇ, ત્યાંના રાજાના મિત્રો બન્યા હતા, તથા તેની તરફથી સારી સારી જાગીર પામ્યા હતા. કોઇ કોઈ વાર ઇંગ્લેંડ સ્કોટલેન્ડને લડાઇ થતી, પરંતુ એકંદરે એડવર્ડના રાજ્ય સુધી તેઓ વચ્ચે મિત્રભાવ હતો.

૯. હવે, એડવર્ડના સમયમાં એવું બન્યું કે સ્કોટ-

લેન્ડનો રાજા અપુત્ર મરણ પામ્યો. ગાદી માટે અનેક હકક-
દારો ઉભા થયા. એડવર્ડને વચ્ચે પડવાનું
૧૨૯૮ કહેવામાં આવ્યું. તેણે એક જણને નકકી
કરી ગાદી અપાવી. પણ આ નવા રાજાએ
પાછળથી તેની સાથે તકરાર કરી એટલે એડવર્ડે
તે દેશ જીતી લીધો. આથી સ્કોચ લોકો ઘણા કોપાયમાન
થયા અને તેમણે બળવો ઉઠાવ્યો. વિલિયમ વોલેઇસ નામનો
વીરપુરૂષ તેમનો નેતા થયો, તેણે અંગ્રેજોને ઉપરા ઉપરી
હરાવી, સ્વતંત્રતાનો ઝુંડો ઉઠાવી, પોતાના દેશને દુશ્મનના
જુલમ અને અત્યાચારમાંથી મુકત કર્યો. સ્કોટલેન્ડમાં બનેલા
આવા અકીર્તિકર બનાવથી એડવર્ડ બહુ ઉશ્કેરાયો, અને
મોટું સૈન્ય લઇ જાતે ત્યાં ગયો તથા વોલેઈસને હરાવ્યો,
કેટલાક વખત પછી વોલેઇસ કેદ પકડાયો, અને તેનો
શિરચ્છેદ કરવામાં આવ્યો. આજે પણ સ્કોટલેન્ડના લોકો
તેને વીરપુરૂષ અને સાચા દેશભકત તરીખે પૂજે છે.

૧૦ વોલેઈસ પછી ટુંક સમયમાં સ્કોટલેન્ડમાં રોબર્ટ
બ્રુસ નામનો નેતા થયો અને તેની સરદારી હેઠળ ત્યાંના
લોકો ફરી ઉભા થયા. વોલેઇસના વધને સબબે તેમની
નસેનસમાં અંગ્રેજો પ્રત્યે વૈરભાવ વ્યાપ્યો હતો. તેમને ઠેકાણે

આણુવા એડવર્ડ પાછો ઉત્તર તરફ ગયો; પરંતુ હવે તે ઘરડો થયો હતો અને સ્કોટલેન્ડ પહોંચતાં પહેલાં તેણે દેહ છોડયો.



# પાઠ ૯ મો.

## બીજો એડવર્ડ ૧૩૦૭–૧૩૨૭.

૧ પહેલા એડવર્ડે પોતાના પુત્રને તે જમાનાનું ઉત્તમ શિક્ષણ આપ્યું હતું, પણ પુત્રે તેનો કાંઈ લાભ લીધો નહિ. તે ગાદીએ આવ્યો ત્યારે તેના પિતાના પ્રતાપે ઈંગ્લેંડ મજબુત, સંપીલું અને સમૃધ્ધિવાન હતું. છતાં તેનું રાજ્ય કલંક અને નિષ્ફળતા ભર્યું નિવડયું.

૨ કેટલીક હાનિકારક ઢીલ કર્યા પછી બીજા એડવર્ડે બ્રુસનું બંડ શમાવવા સૈન્ય તૈયાર કરી સ્કોટલેંડપર સ્વારી કરી. આ સમયે બ્રુસ આખા દેશનો
૧૩૧૪ ધણી બન્યો હતો. સ્કોચ લોકો તેને માટે અભિમાન ધરાવતા તથા રાજી થઇ તેની આજ્ઞા મુજબ અનુસરતા. અંગ્રેજ સૈન્યને ટક્કર દેવા તે બેનોકબર્ન આગળ તૈયાર થઈ ઉભો. તેનું સૈન્ય ઘણુંખરૂં પાયદળ હોઈ ભાલાઓથી સજ્જ હતું. બ્રુસે તેમને ખીચોખીચ સંગીનાકારે ગોઠવી દીધા તથા અંગ્રેજ હયદળના ધસારાની રાહ જોઇ. અંગ્રેજ સ્વારો ધસ્યા ખરા પરંતુ તેઓ શત્રુની હરોળમાં ભંગાણુ પાડી શકયા નહિ,

અને આખરે ન ફાવવાથી તેઓ પીઠ દેખાડી નાઠા. આ સમયથી સ્કોટલેંન્ડ સ્વતંત્ર બન્યું, અને લાંબો વખત સુધી તેની અને ઇંગ્લેંડની વચ્ચે વૈરભાવ રહ્યા. બન્ને વચ્ચે ખુનખાર લડાઇઓ લડાએલી, જેથી એકેને કશો લાભ થયો ન હતો.

૩ આ રાજ્યની મુખ્ય બીના, રાજા અને બેરનો વચ્ચેની વઢવાડ છે. બેરનોએ અંતે બળવો કરી રાજાને પકડી ઠાર કર્યો.

૪ આ રાજ્યમાં હાઉસ ઓફ કોમન્સેપોતાની સત્તા વધારવાનું જારી રાખ્યું અને રાજા પાસે કબુલાવ્યું કે આમસભાની મંજુરી વિના કોઈ પણ નવો કાયદો થશે નહિ. એડવર્ડના અનુગામી રાજાઓએ આ કબુલાત પાળી. પણ પાછળથી ગુલાબનાં યુદ્ધોએ સર્વ સ્થિતિ પલટી નાંખી.

——:(✻):——

# પાઠ ૧૦ મો.

## ત્રીજો એડવર્ડ. ૧૩૨૭–૧૩૭૭.

૧. ત્રીજો એડવર્ડ રાજ્યકર્તા તરીખે પોતાના નામરાશિ દાદાના જેવો શાણો ન હતો. છતાં મહા સમર્થ સૈનિક હોઇ તેણે ઈંગ્લેંડની કીર્તિ દેશ–દેશાન્તરમાં પ્રસારી હતી.

૨.તેણે ફ્રાન્સમાં યુધ્ધ માંડ્યું, તેને સો વર્ષનું યુધ્ધ કહે છે; કેમકે કેટલાક ગાળા બાદ કરીએ તો એ બે દેશ વચ્ચે સો વર્ષ સુધી યુદ્ધ ચાલ્યું હતું. આ યુદ્ધ નિરર્થક હોઇ એકે પક્ષને લેશ પણ લાભ થયો નહિ.

૩. જોને ફ્રાન્સમાંનો સઘળો મુલક ગુમાવ્યો હતો, પણ તેનો પુત્ર ત્રીજો હેન્રી ફ્રાન્સ પરણેલો હોવાથી તેને થોડોક ભાગ પાછો મળ્યો. આથી ફ્રેન્ચ રાજા તેનો શત્રુ બન્યો અને તેણે ઈંગ્લેંડના શત્રુ સ્કોચ લોકોને સહાય કરી. ત્રીજા એડવર્ડે લાગ જોઇ ફ્રાન્સની ગાદી માટે પોતાનો હક્ક રજુ કર્યો. તેનો હકક પોકળ હતો; પરંતુ અંગ્રેજોને તો ફ્રેન્ચો સાથે ગમે તે પ્રકારે લડવું જ હતું. તેથી અંગ્રેજોએ ફ્રાન્સ પર ચઢાઇ કરી લડાઈનો આરંભ કર્યો.

૪. પહેલી મોટી લડાઇ ક્રેસી આગળ થઇ. તેમાં ફ્રેન્ચની સંખ્યા વધારે હતી, તો અંગ્રેજો યુદ્ધ વિદ્યામાં વધારે કુશળ હતા. તેઓ પહેલા એડવર્ડ જેવા સમર્થ સુભટ્ટની તાલિમ પામેલા હતા. તેણે બાણવિદ્યાને ઘણું ઉત્તેજન આપ્યું હતુ. તેના બળવાન સૈનિકો ત્રણસો વાર સુધી તીર ફેંકી શકતા. આખા યુરોપમાં અંગ્રેજ બાણાવળીઓ શ્રેષ્ઠ ગણાતા. ક્રેસી ક્ષેત્રમાં તેમણે તીરના વરસાદ સરસાવી ફ્રાન્સના બખતર સજેલા સ્વારોને ભગાડી મુકયા.

૫ આ ફત્તેહ પછી પુત્રને ફ્રાન્સમાં મુકી એડવર્ડ પોતે ચાલ્યો આવ્યો. આ પુત્રે ઘણાં વર્ષ કારભાર ચલાવ્યો અને પોઈટિયર્સ આગળ ફ્રેન્ચોને હરાવ્યા, તથા તેમના રાજાને કેદ પકડયો. તેને કાળું બખતર પહેરવું બહુ ગમતું તેથી લોકો તેને શ્યામકુંવર કહેતા. તે એ જમાનાના સૌથી નામાંકિત સૈનિકોમાંનો એક હતો. આખરે સુલેહ થઈ જેમાં એમ નક્કી થયું, કે અંગ્રેજોને ફ્રાન્સનો દક્ષિણ–પશ્ચિમ ભાગ આપવો. આ છતાં એડવર્ડનું મરણ થતાં પહેલાં ફ્રાન્સમાં જીતેલો સર્વ મુલક ધીમે ધીમે તેના હાથમાંથી ગયો. અતિપ્રિય શ્યામકુંવરનું અકાળ મોત નીપજ્યું, અને અંગ્રેજોને કબજે કેલે શહેર શિવાય બહુ થોડું રહ્યું, આ રીતે ક્રેસીની કીર્તિ પછી અપકીર્તિ થઇ.

૬ આ રાજ્યમાં ઇંગ્લેંડપર એક બીજું મોટું સંકટ આવી પડયું. યુરોપમાં એક મોટો રોગ ફાટી નીકળ્યો, તે મહા ભયંકર હોવાથી લોકો તેને 'કાળો કેર' કહેતા. તેમાં લખ્ખો આદમી મુઆ. કહે છે કે આમાં ઇંગ્લેંડની અડધો અડધ વસ્તી સાફ થઈ ગઇ. તે વેળા ત્યાંની વસ્તી ચાળીશ લાખની હતી એટલે વીશ લાખ મુઆ હોય એમ લાગે છે. કદાચ આ રોગ આપણા દેશમાં થોડાંક વર્ષપર ચાલેલા પ્લેગ જેવોજ હશે. ડાકટરો તેને પારખી યે ન શકયા તેમજ અટકાવી યે ન શકયા. શહેરો અને ઘરોમાંની ગંદકી અને ઘીચ વસ્તી રોગને ઘણી અનુકૂળ થઇ પડી. આ કાળા કેરથી ઇંગ્લેંડમાં ઘેરેઘેર મોકાણ મંડાઈ અને દેશનું જીવન અનેક રીતે પલટાયું.

—(o):—

# પાઠ ૧૧ મો.

## મધ્યયુગ. પ્રજા જીવન.

૧ સેકસનો, ડેઇનો, નોર્મનો આદિ યુરોપમાં જ્યાં ત્યાં લુંટફાટ ચલાવતા, તે જમાનાને અંધારો યુગ કહે છે; ત્યાર પછીના યુગને, એટલે આશરે ૧૨૦૦ની લગભગમાં શરૂ થતા સમયને 'મધ્ય યુગ' નામ અપાયું છે. અંધારો યુગ મટી મધ્ય યુગ કઈ ઘટનાઓને લીધે થયો તે હવે જોઇએ.

૨ હવે સર્વત્ર જીવન સ્થાયિ થયું હતું. મધ્યયુગમાં લડાઇઓ ઘણી આવે છે, પરંતુ સેકસનોના જેવી આખી મનુષ્યશાખા ભટકતી તથા લુંટપર જીવતી હવે દેખાતી નથી.

૩ સ્થાયિ જીવનની સાથે કેટલાક સુધારા દાખલ થયા. સાધુઓ લોકસમાજને કેવી સહાય કરતા તે આપણે વાંચી ગયા. ક્રુઝેઇડોએ પણ લોક–જીવન સુધાર્યું. ક્રુઝેઈડમાં જનારાઓ પૂર્વનાં સુંદર રાચરચિલાં જોઈ આવતા, તથા તેમની વાત યુરોપ પહોંચતાં યુરોપના લોકો આ વસ્તુઓનો વેપાર કરવા લાગ્યા. આજ રીતે હિંદના મરીમસાલા યુરોપ પહોંચ્યા અને સૌ કોઇએ તેમને વધાવી લીધા, કેમકે તેથી તેમનું ભોજન સ્વાદિષ્ટ બનતું.

૩ ગરીબોનાં ઘર હજુ કંગાળ અને નાનાં ઝુંપડાં જેવાં હતાં, પણ ઉમરાવો તેમના કિલ્લામાં રહી વધારે સુખી જીવન ગાળતા. તેમને ત્યાં પણ ફરનિચર થોડું તથા સાદું રહેતું. તેઓ લાકડાના થાળી વાડકા વાપરતા. કપડાં ઘણાંખરાં ઉનનાં થતાં. પૈસાદાર લોકો અંદર સણના કપડાં પહેરતા. ગરીબો સાધારણ રીતે ચામડાના કોટ અને સુરવાળ પહેરતા.

૪ સેકસનો નાના જથ્થાઓમાં વસતા, તથા તેમનામાં જમીન સાર્વજનિક માલકીની ગણાતી. નોર્મનોના આગમન પછી જમીન નોર્મન ઉમરાવોને અપાઇ અને તેઓ જમીનદાર બન્યા. સેકસનો ઘણાખરા હજી જમીન ખેડતા, પણ દરવર્ષે તેમને પાકનો અમુક ભાગ જમીનદારને આપવો પડતો. આ માણસો હજી સ્વતંત્રજન કહેવાતા અને એકંદરે દુઃખી ન હતા. પણ કેટલાકોએ જમીન હકક ગુમાવ્યા અને તેઓ દાસ બન્યા. આ પ્રકારે જમીનદાર ઉમરાવ, સ્વતંત્રજન, અને દાસ સાથે સાથે રહેતા, અને આવા દરેક વસાયતને 'મેનોર' (જાગીરી ગામ) કહેતા.

૫ આ સ્થિતિમાં પણ પરિવર્તન ચાલુ હતાં. ઘણા દાસોએ પોતાનું સ્વાતંત્ર્ય પાછું મેળવ્યું. ખ્રિસ્તી ધર્મમાં દાસત્વને સ્થાન ન હોવાથી આચાર્યો ઘણીવાર સ્વામીને સમ-



ચૌદમી સદીની ખેતી. (પાનું ૫૦)

જાવી દાસને મુક્તિ અપાવતા.

૬. નાણુંનો ઉપયોગ વધારે સાધારણ બનતો ગયો. પહેલાં તો સર્વ ખરીદી અનાજ અથવા ઢોરવડે થતી. લુહાર કે સુથારનું કામ પડે તો તેને તેના કામ સાટે અમુક અનાજ અપાતું. પણ વખત જતાં નાણુંનો ઉપયોગ પુષ્કળ થવા લાગ્યો, અને લોકોને આ અનુકુળ પડ્યું.

૭. કાળા કેરને લીધે વસ્તી ઘણી ઘટી ગઇ એ આપણે જોઇ ગયા. ખેતી માટે પુરતા આદમી ન રહ્યા. સર્વ જમીનદારોની આવકપર મોટો કાપ પડ્યો, એટલે તેમણે ખેતી બદલ મજુરીના દામ આપવા માંડ્યા અને આ મજુરીના દર જોતજોતામાં ઘણા વધી ગયા. ઘણા દાસો પોતાના સ્વામીને તજી નાસી છુટ્યા, અને પાર્લમેન્ટે તેમને પાછા લાવવા તથા બળજોરીથી કામ કરાવવા વિષે કાયદા કર્યા, છતાં જુનાં જાગીરીગામો ભાંગી પડ્યાં, અને ઉમરાવોએ પોતાની જમીનનો જુદો ઉપયોગ કરવા માંડ્યો, એ આપણે હવે પછી જોઇશું.

૮. આ સમયે શહેરો ઘણાં નાનાં હતાં અને ઘણાંખરાંની આજુબાજુ મજબુત કોટ ચણેલા હતા. ઘરો અંદરથી નાનાં તથા અંધારાં, અને મહોલ્લા સાંકડા હતા. ન હતી ફરસબંધી, કે ન હતી ગટરો; છતાં શહેરોનાં

મહત્વ અને જાહોજલાલી દિનપર દિન વધતાં હતાં. ઘણાં શહેરોએ રાજા પાસેથી પટા મેળવ્યા હતા, અને એ રીતે તેમને સ્થાનિક વહીવટ ચલાવવાનો હકક મળ્યો હતો. લંડન સૌથી મોટું અને સમર્થ શહેર, તથા વેપારનું મુખ્ય મથક હતું.

૯ આ સમયે ઈંગ્લેંડના વેપારની મુખ્ય વસ્તુ ઉન હતી. અહીંની ઠંડી અને ભેજવાળી આબોહવા ઘેટાંને માફક હોવાથી ઈંગ્લિશ ઉન સારૂં ગણાતું. યુરોપમાં તેનો બહુ ઉપાડ થતો. અંગ્રેજો પોતે વણાટવિદ્યા જાણતા નહિ તેથી તેમને પોતાનું ઉન ફ્લેન્ડર્સ વણાવવા મોકલવું પડતું. આ માલ અંગ્રેજોના વહાણોમાં જતો અને અંગ્રેજ નાવિકો નિડર તથા મજબુત હોઈ દરિયાના તોફાનો સાથે કામ લઈ શકતા, એટલુંજ નહિ પણ ચાંચીઆઓ અને વિદેશી શત્રુઓની સામે પણ લડી શકતા, ત્રીજા એડવર્ડના રાજ્યમાં તેમણે ફ્રેન્ચોને સ્લુઇસ આગળના જલયુદ્ધમાં હરાવી તેમનો કાફલો તદન નષ્ટ કર્યો હતો.

૧૦ ધર્મમાં અંગ્રેજો ખ્રિસ્તી હતા અને આખા યુરોપની પેઠે તેઓ યે પોપનું ધાર્મિક સ્વામિત્વ સ્વીકારતા. પોપની સત્તા કેટલી હતી તે વિષે આપણે વાંચી ગયા છીએ. ભલા ભલા રાજાઓને પણ તેના આગળ નમવું

પડતુ. પરંતુ હવે આ સ્થતિ પલટાવાની હતી. પોપ બહુ સત્તાવાન બને એ અંગ્રેજ રાજાઓને ગમતી વાત ન હતી. અને જેમ જેમ રાજાઓનું બળ વધતું ગયું તેમ તેમ તેઓ પોપનો વિરોધ કરી શક્યા.

૧૧. વળી પોપ ઘણુંખરૂં પરદેશીઓને જ આચાર્ય પદે નીમતો, અને બહુ દ્રવ્ય લેતો તેથી સામાન્ય લોકો પણ તેનાથી નારાજ થયા હતા. આ રીતે ઘણા પુરૂષો પોપના તથા આચાર્યોના અમિત્ર બન્યા.

૧૨ તેથી કેટલાક લોકો આ સમયમાં જોન વિકલીફ નામના ધર્મ સુધારકનો બોધ સાંભળવા તૈયાર હતા. વિકલીફ જાતે આચાર્ય હતો. તેનું કહેવું એ હતું કે ઘણા આચાર્યો ધનવાન અને આળસુ છે. ધર્મની બાબતો સાધારણ લોકો સમજે એવી સાદી અને સરળ નથી કરાતી; અને બોધ માતૃભાષામાં નથી અપાતો. તે સમયે દેવાલયોમાં લેટિન ભાષા વપરાતી. ધાર્મિક ગ્રંથો લગભગ બધા લેટિનમાં હતા. ખુદ બાઈબલ પણ લેટિન ભાષાન્તર શિવાય દુર્લભ હતું. માતૃભાષાની કંઈ ગણુત્રી ન હતી; તથા તે તુચ્છ લેખાતી. વિકલીફે બાઇબલનું અંગ્રેજી ભાષાન્તર કર્યું અને અંગ્રેજોને અંગ્રેજીમાં બોધ આપવા પોતે તૈયાર કરેલા ગરીબ આચાર્યોની એક ટોળી આખા ઇંગ્લેંડમાં મોકલી. તેના કેટલાક સિદ્ધાન્તો

પોપ તથા બિશપોને અપ્રિય હતા. તેથી વિકલીફના મરણ પછી એવા કાયદા કરવામાં આવ્યા કે જેની રૂએ તેના અનુયાયીઓને જીવતા સળગાવી મુકવામાં આવ્યા. તેમની સંખ્યા મોટી ન હતી. અને આવા દમન અને જુલમથી વિકલીફનું શિક્ષણ ફેલાતું અટક્યું.

૧૩. તે સમયે ઈંગ્લેંડના લગભગ દરેક જણની ભાષા ઈંગ્લીશ હતી. દરબારીઓ હજુ ફ્રેન્ચ બોલતા પરંતુ પાર્લ-મેન્ટમાં, કચેરીમાં, વેપારમાં અને સામાન્ય વ્યવહારમાં અંગ્રેજી બોલી જ બોલાતી. વળી ઉત્તમ પુસ્તકો એ ભાષા-માંજ લખાવા લાગ્યાં હતાં. જ્યારે વીકલીફ અંગ્રેજી બાઈ-બલ લખતો હતો ત્યારે ચોસર અંગ્રેજી સાહિત્યનું આદિ કાવ્ય રચતો હતો. આ કાવ્યમાંથી તે સમયના ઇતિહાસ વિષે ઘણું જાણવાનું મળે છે.

૧૪. મધ્ય યુગમાં નિશાળો સાધુઓ અને આચાર્યો જ ચલાવતા. મુખ્ય વિષય લૅટિન ગણાતો, અને ઘણા ખરા વિદ્યા-ર્થીઓ વિદ્યાભ્યાસ પુરો કરી ધર્મખાતામાંજ જોડાતા. ઉમરા-વોના છોકરા સામાન્ય રીતે નિશાળે જતા નહિ. ‘ પારકી મા કાંન વીંધે ’ એ કહેવત અનુસાર ઉમરાવો પોતાના છોકરાને પોતાથી દૂર વસતા બીજા ઉમરાવોને ત્યાં મોકલતા. તેમનો મત એવો હતો કે આ રીતે છોકરાઓ વધારે નિડર અને

છે. તેઓ સભ્યતા, શિષ્ટાચાર, શસ્ત્રવિદ્યા, અને સામાન્ય વાંચન શિખતા. શરૂઆતમાં તેઓ 'પેઇજ' કહેવાતા; મોટા થઈ તેઓ 'સ્કવાયર' બનતા તથા નાઈટની સેવામાં રહી યુદ્ધમાં જતા. પાછળથી લાયક બની તેઓ પોતે નાઈટ–પદ પામતા.



# પાઠ. ૧૨ મો.

## લેન્કેસ્ટર વંશ. ચોથો હેન્રી, ૧૩૯૯–૧૪૧૩.

૧ ત્રીજા એડવર્ડના મરણ સુધીનો ઇતિહાસ, એટલે લગભગ ૧૪ મી સદીની છેવટ સુધી આપણે દશમા પાઠમાં આવ્યા હતા. તેના પછી તેનો પૌત્ર બીજો રિચર્ડ ગાદીએ આવ્યો. નિર્બળ અને મૂર્ખ હોવાથી તેનું રાજ્ય નિષ્ફળ નીવડ્યું. અંતે તેની રૈયતે તેને પદભ્રષ્ટ કરી ઠાર કર્યો. રિચર્ડનો પિતરાઇ ભાઈ હેન્રી રૈયતને મોખરે હતો. હવે તે ચોથા હેન્રીના નામે ગાદીએ બેઠો.

૨. બળવામાં ફાવ્યાથી હેન્રી ગાદીએ આવ્યો પણ રૈયતે તેની સામે ચે બળવા ઉઠાવ્યા. તેમાં ઓવેન ગ્લેન્ડાવર નામના વેલ્સનો બળવો ભારે હતો. તે બહાદૂર અને ચતુર હોવાથી તેને હરાવતાં ઘણાં વર્ષ લાગ્યાં. સ્કોચ લોકોએ પણ ઇંગ્લેંઠ પર હુમલો કર્યો અને પર્સી, અર્લ ઓફ નોર્ધમ્બરલેન્ડ, તેમાં સામેલ થયો. હેન્રીનું આખું રાજ્ય વિગ્રહમાં જ ગયું.

૩. આ ચાલી રહ્યું હતું એ અરસામાં આમસભાએ પોતાને મળેલી સત્તા ટકાવી રાખી. હવે એવો સ્થાયિ

નિયમ થઇ ગયો હુતો કે પાર્લામેંટની રજા વિના રાજા નવા કર ઉઘરાવી શકે નહિ; અને પાર્લામેંટ નાણું ક્યારે મંજુર કરે, કે જ્યારે રાજા તેના પોકાર સાંભળે અને અને રૈયતનાં દુઃખ હરે.

—:(❋):—

# પાઠ. ૧૩ મો.

## પાંચમો હેત્રી. ૧૪૧૩–૧૪૨૨.

૧. પિતા તરફથી પાંચમા હેત્રીને સુદૃઢ રાજ્ય મળ્યું. તે પોતે પણ લાયક રાજા નીવડ્યો. તેણે પાર્લામેન્ટના કામમાં માથું માર્યું નહિ. તે ધર્મિષ્ઠ હતો, છતાં દીલગીરીની વાત છે કે તે વિકલીફના ચેલાઓને ધર્મશત્રુ ધારતો. થોડા ઘણા વિકલીફપંથી રહી ગયા હશે તે સર્વને આ રાજ્યમાં જીવતા અગ્નિદાહ દેવાયો.

૨. નાનપણથી જ હેત્રી યુદ્ધ કળામાં પ્રવીણ હતો. હવે ગાદીએ આવ્યા પછી તેનું લક્ષ ફ્રાન્સ તરફ ગયું. ફ્રાન્સમાંનો મુલક ગુમાવેલો તે વાત અંગ્રેજોને હજી બહુ સાલતી હતી. તેઓ એને એબ સમજતા હતા. વળી ફ્રેન્ચો સ્કોચ લોકોને ઇંગ્લેંડ વિરૂદ્ધ સહાય કરતા તેથી અંગ્રેજો ક્રોધાયમાન થયા હતા. ઉપરાંત ફ્રેન્ચોમાં કુસંપ હતો. આ સર્વ લાગ જોઇ હેન્રીએ મોટું સૈન્ય ભેગું કરી ફ્રાન્સપર ચઢાઇ કરી. એજીનકુરની પ્રખ્યાત લડાઇ લડાઇ તેમાં તેણે શત્રુને સખત હાર આપી.

૩. પછી સુલેહ થઇ તેમાં એમ નકકી થયું કે ઉત્તર

ભાગ હેન્રીને મળે, અને ચાલુ ફ્રેન્ચ રાજાના મરણ પછી હેન્રી આખા ફ્રાન્સનો માલિક થાય. આ વાત ઘણા ફ્રેન્ચોને ન ગમી એટલે હેન્રીને પાછા આવી લડવું પડ્યું. આ સ્વારી વેળા એકાએક તેનું અકાળ મોત થયું. તે જીવતો હોત તો શું થાત એ કહેવું કઠણ છે. પણ ઈંગ્લેંડ અને ફ્રાન્સ ઘણો સમય એક છત્ર હેઠળ રહેત એ સંભવિત લાગતું નથી.

———:(੦):———

# પાઠ. ૧૪ મો.

## છઠ્ઠો હેન્રી ૧૪૨૨–૧૪૬૧.

૧ પાંચમા હેન્રી પછી તેનો બાળપુત્ર તખ્તનશીન થયો. તેનું રાજ્ય લાંબું અને કમનશીબી ભર્યું હતું. દયાળુ, વિદ્વાન્, અને ધર્મિષ્ઠ હોઈ તેણે ઈંગ્લેંડની એક મુખ્ય સ્કુલ (ઇટન) અને એક મુખ્ય કોલેજ (કિંગ્સ કોલેજ, કેમ્બ્રિજ) સ્થાપી હતી. પરંતુ તે તોફાની જમાનામાં જે દૃઢતા, મકકમપણું, સખ્તાઈ આદી ગુણો આવશ્યક હતા, તે તેનામાં ન હતા. તેનું શરીર નબળુ હતું અને પાછળથી દુઃખ અને ગજા ઉપરાંતના અભ્યાસને લીધે તે ગાંડો થઈ ગયો.

૨. આ રાજ્યનો પ્રથમ બનાવ તો ફ્રેન્ચ મુલક ગુમાવ્યો તે છે. પહેલાં પહેલાં તો અંગ્રેજોની કેટલીક ફતેહ થઈ અને એક વખતે એમ ધરાતું કે બાળ હેન્રી ફ્રાન્સનો તાજ પહેરશે. ફ્રેન્ચોનું મુખ્ય સ્થળ ઓર્લીઅન્સ, તેને પણ અંગ્રેજોએ ઘેરો ઘાલ્યો હતો, અને એવો સંભવ હતો કે તેઓ તે સર કરશે. પરંતુ આ અણીને સમયે,

દુનિયાના ઇતિહાસમાં મહા અદ્‌ભુત લેખાય એવો બનાવ બન્યો.

૩. ઓર્લીઅન્સ શહેરથી ઘણે દૂર, ફ્રાન્સના પૂર્વ ભાગમાં એક તેર વરસની ભરવાડની કન્યા રહેતી હતી. અંગ્રેજો સાથેના આ લાંબા યુદ્ધથી પોતાના દેશપર જે વિતક વીત્યાં હતાં તે જોઈ તેને કમકમાટ થયો હતો. એક દિવસ તેનાં ઘેટાં ચરતાં હતાં અને તે એક ઝાડની છાંયામાં બેઠી હતી, ત્યારે તેને કાંઇક અલૌકિક અવાજ સંભળાયા. "જોન આમ બેસી શું રહી છે ? તૈયાર થા. તારા દેશજનોને દોરવ, અને વિજયના ડંકા વગડાવી રહીમ્સ મુકામે ફ્રાન્સના રાજાને તાજ પહેરાવ." રાજાનું નામ ચાર્લ્સ હતું. તેનો રાજ્યાભિષેક થયો ન હતો કેમકે રાજ્યાભિષેકનું હંમેશનું સ્થળ, રહીમ્સ, અંગ્રેજોના કબજામાં હતું. આ અવાજ સાંભળ્યા પછી જોનને કેટલાક સંતોનાં દર્શન થયાં. તેમણે તેને ઉત્તેજન દીધું. પછી તે ચાર્લ્સ પાસે પહોંચી અને પોતાની સર્વ હકીકત કહી સંભળાવી. તેણે તેને એક સૈન્ય આપ્યું અને જોનની સરદારી હેઠળ ફ્રેન્ચોએ અંગ્રેજોને હરાવ્યા તથા ઓર્લીઅન્સ આગળથી નસાડયા. બાદ તેણે ચાર્લ્સને રહીમ્સમાં મુગટ પહેરાવ્યો. આ પછી પણ તેણે લડવું જારી રાખ્યું, પણ કમનસીબે તે શત્રુના પંજામાં

સપડાઇ ગઈ. તેમણે તેને ડાક્કણ ગણી સળગાવી મુકી. આ કર્મ મહાઘોર અને અંગ્રેજોના નામ પર કલંક સમાન હતું. વાસ્તવિક રીતે જોન સાદી, નિર્દોષ, વીર બાલિકા હતી. આજે ઘણા સમયથી અંગ્રેજો તેને માનનીય ગણતા થયા છે, અને પોપે તેને સંતપદ આપ્યું છે.

૪ જોનના વધ પછી અંગ્રેજો પોતાના સર્વ ફ્રેન્ચ મુલક ગુમાવી બેઠા. ફક્ત કેલે શહેર તેમને કબજે રહ્યું. ઈંગ્લેંડ ફ્રાન્સ વચ્ચેના સો વર્ષના યુદ્ધનું આવું પરિણામ આવ્યું. ત્યાર પછી એ બે દેશ ઘણીવાર લડયા પણ અંગ્રેજ રાજાનું રાજ્ય ફ્રાન્સના એકે ભાગ પર કદી થયું નહિ.

૫. ફ્રાન્સ પર વિનાકારણ ચઢાઈ કરવા માટે અંગ્રેજો દોષિત હતા તો હવે તેમને તેમના પાપનું ફળ ભોગવવાનો વખત આવ્યો. ઈંગ્લેંડના ઘણા લોક સુલેહ કરતાં લડાઈના વધારે શોખિન બન્યા અને તેઓ યુદ્ધ શિવાય અન્ય કોઈ કામ માટે લાયક ન રહ્યા. મોટા ઉમરાવો પહેલા કરતાં યે વધારે તોફાની તથા સ્વાર્થપરાયણ બન્યા, અને તેઓ પોતાના હાથ હેઠળ મોટી મોટી સેનાની જમાવટ કરવા લાગ્યા. આ ઉમરાવો ફ્રાન્સમાંથી પરાજય પામી પાછા ફર્યા ત્યારે તેમણે સ્વદેશમાં લાંબુ યુદ્ધ શરૂ કર્યું, જેથી અંગ્રેજી ઇતિહાસનો પ્રવાહ પલટાઇ ગયો.

૬. ડયુક ઓફ યોર્ક કરીને હેન્રી રાજાનો પિતરાઈ ભાઇ હતો. તેને એવી આશા હતી કે હેન્રી અપુત્ર હોવાથી મને ગાદી મળશે. પરંતુ તેની આશા ફોકટ ગઇ કેમકે માર્ગારેટ રાણીએ એડવર્ડ નામના પુત્રને જન્મ આપ્યો. યોર્ક મહત્ત્વાકાંક્ષી હોઇ તેણે બળવો જગાવ્યો તથા રાજા સામે હથીઆર ઉંચકયાં. તેના પક્ષવાળાઓએ પોતાના ચિહ્ન તરીખે સફેદ ગુલાબ પસંદ કર્યું, અને રાજાવાળાઓએ એટલે લેન્કેસ્ટર પક્ષે લાલ ગુલાબનું નિશાન પસંદ કર્યું. આ પરથી તેમની વચ્ચે થયેલાં યુદ્ધો ગુલાબનાં યુદ્ધ કહેવાય છે.

૭. પ્રથમ તો યોર્કનો જય થયો અને તે રાજરક્ષક થયો તથા હેન્રી માત્ર નામના રાજા તરીખે કાયમ રહ્યો. પરંતુ હેન્રીની ઝનુની અને ચાલાક રાણી માર્ગારેટ આ સ્થિતિ સહન ન કરી શકી. તેણે લેન્કેસ્ટર પક્ષનું સૈન્ય ભેગું કર્યું. અને ડયુક ઓફ યોર્કને હરાવ્યો અને મારી નાંખ્યો.

૮. બાદ યોર્કના પુત્ર એડવર્ડે પોતાના પક્ષની સરદારી લઈ માર્ગારેટને હરાવી. પછીની લડાઈમાં હેન્રીનો પુત્ર કેદ પકડાયો અને તેને મારી નાંખવામાં આવ્યો. કમનશીબ હેન્રીના પણ એ જ હાલ થયા.

૯. યુદ્ધ બંધ પડયું. આ યુદ્ધના અરસામાં

ઘણી ઘોર લડાઇઓ થયેલી, છતાં દેશને આંતરિક વિગ્રહથી સાધારણ રીતે હાનિ થાય તેના પ્રમાણમાં ઓછું નુકશાન થયું હતું. સામાન્ય લોકો તથા શહેરીઓ એકે પક્ષમાં જોડાયા ન હતા. તેઓ પોતાનું ખેતીનું અને વેપારનું કામ કરે જતા હતા, અને સદ્દભાગ્યે સૈનિકોએ તેમને લુંટયા ન હતા. ખરૂં નુકશાન તો અસલ ઉમરાવ વર્ગને જ થયું. ઘણા ઉમરાવ કુળ આખાં ને આખાં ઉખડી ગયાં, અને બેરનોનું બળ સદાને માટે નાશ પામ્યું.

—()⌣̊()—

# પાઠ ૧૫ મો.

## યોર્કવંશ ચોથો એડવર્ડ ૧૪૬૧-૧૪૮૩.

૧ ગુલાબનાં યુદ્ધમાં વિજય મેળવનાર એડવર્ડ ગાદીએ આવ્યો. તેણે ઘણાં વર્ષ રાજ્ય કર્યું. પછી બે બાળક-પુત્રો મુકી તે મરણ પામ્યો. મરતી વેળા તેણે પોતાના ભાઈ રિચર્ડને પાટવી કુંવરની નાની ઉમ્મર દરમ્યાન રાજતંત્ર ચલાવવા સારૂ રાજરક્ષક નીમ્યો. પરંતુ રિચર્ડ રાજ્યલોભી અને નિર્દય હોવાથી તેણે આ બાળકોનાં ગુપ્ત રીતે ખુન કરાવ્યાં તથા પોતે રાજ્યાસને ચઢી બેઠો. આ બાળકોના વધની જાણ થતાં પ્રજા ઉશ્કેરાઈ અને રિચર્ડને સર્વત્ર ફિટકાર થવા લાગ્યો, હેન્રી ટયુડરની સરદારી હેઠળ એક બળવો થયો અને બોસ્વર્થ ક્ષેત્રમાં લડાઈ થઈ તેમાં રિચર્ડ હાર્યો તથા માર્યો ગયો, અને હેન્રી ટયુડર સાતમા હેન્રીના નામે રાજા થયો.

૨ આ હેન્રીની માતા લેન્કેસ્ટર વંશની હતી ને પિતા વેલ્શ હતો.



# પાઠ ૧૬ મો.

## અર્વાચીન યુગ.

૧ હવે જે યુગમાં આપણે પ્રવેશ કરીએ છીએ તે મધ્યયુગથી નિરાળો અને આપણા યુગને મળતો હોવાથી અર્વાચીન યુગ કહેવાય છે. આ જમાનામાં ઘણાં પરિવર્તનો થયાં હતાં. ફ્રેન્ચ સાથેના યુદ્ધપછી અંગ્રેજો માંહોમાંહે લડવામાં ઘણો વખત રોકાયા હતા; એ યુદ્ધ–સ્થિતિ મટી હવે શાંતિ પ્રસરી હતી. હવે આખો યુરોપખંડ મધ્યયુગ વટાવી અર્વાચીન યુગમાં દાખલ થાય છે. આ કયા કારણોથી બને છે તે આપણે તપાસીએ.

૨ પહેલાં તો આ જમાનામાં મનુષ્યને જ્ઞાન થાય છે કે પૃથ્વી તેઓના ધારવા કરતાં ઘણી વિશાળ, સુંદર અને વિવિધતાભરી છે. કેઇપ ઓફ ગુડ હોપ વટાવી વાસ્કો ડિગામા હિંદુસ્તાન આવે છે. કોલમ્બસને અમેરિકા હાથ લાગે છે, અને ક્રમેક્રમે માણસોને વિદિત થાય છે કે આ નવી દુનિયા જુની દુનિયા જેટલીજ મોટી છે. વિજય અને દ્રવ્ય પ્રાપ્તિના વિચાર તેમના હૃદયને હચમચાવી નાંખે છે. પરિણામે મધ્યયુગના શુરવીર નાઇટોની પુઠે નવિન પ્રકારના સાહસિક વીરો ઉદ્દભવે છે.

૩ બંદુક અને તોપના દારૂની શોધ આ જમાનામાં થવાથી યુદ્ધશૈલિ ઘણી પલટાઈ ગઈ. ગુલાબનાં યુદ્ધમાં બંદુક અને તોપનો થોડો ઘણો ઉપયોગ થયો હતો. આ નવિન શસ્ત્રોએ અસલના બેરનોના બખતર નિરર્થક કરી દીધાં. હયદળ કરતાં પાયદળનું મહત્ત્વ વધ્યું.

૪. છાપેલાં પુસ્તકો આ જમાનામાં દેખાવા લાગ્યા, મુદ્રણની શોધ માટે એક કરતાં વધારે સંશોધકોને માન ઘટે છે. ઇંગ્લેંડમાં એ વિદ્યા વિલિયમ કેક્સટન નામનો પુરૂષ લાવ્યો હતો. તેણે ચોથા એડવર્ડના રાજ્યમાં પોતાનું છાપખાનું ઉભું કર્યું.

૫ ઉપર દર્શાવેલા સંજોગોને સબબે બે ભારે ઘટના બનવા પામી. એક તો એ કે અસલના બેરનોની સર્વ સત્તા ગઈ. આખા યુરોપમાં મુખ્ય સત્તા રાજાઓની થઈ. તેઓ પોતાની મરજી મુજબ રાજ્ય ચલાવતા થયા, અને આપખુદી તથા નિરંકુશ બન્યા.

૬ બીજી ઘટના એ બની કે પોપ અને ધર્માચાર્યોની સત્તા યુરોપના ઘણા ભાગમાં ઘટી ગઈ, અને ઘણા ખ્રિસ્તી-ઓએ પોપની તાબેદારી સ્વીકારવા ના પાડી. આ હીલચાલને ધર્મ–સુધારણા એવું નામ અપાયું છે, અને જેઓ પોપનો પક્ષ તજી છુટા પડયા તેઓ પ્રોટેસ્ટન્ટ (વિરોધ

કરનારા) કહેવાયા.

૭. વિકલીફે સો વર્ષ પહેલાં ધર્મસુધારણાની ચળવળ ઉપાડેલી તે આપણે ચર્ચી ગયા. તે નાશ પામી, પરંતુ તેના કરતાં વધારે જબરી હીલચાલ માર્ટિન લ્યુથર નામના પુરૂષે જર્મનીનાં ઉઠાવી. તે જાતે આચાર્ય હોઇ ધર્મને નામે થતા ઢોંગ ધતુરા સૌ જાણતો હતો. આચાર્યોનાં જીવન, તેમના બોધ, પોપનો વહીવટ, આ સર્વ તેને ખામી ભર્યાં લાગતાં હતાં. તેને લાગ્યું કે ઘણા આચાર્યો જોઈએ તે કરતાં વધારે તાલેવાન, આળસુ અપ્રમાણિક અને કુછંદી હતા. તેને લાગ્યું કે ધર્મમાં ઘણી આડમ્બરભરી વિધિઓ દાખલ કર્યાથી મનુષ્યો ઇશ્વરપરાયણ બનવાને બદલે ઇશ્વરવિમુખ બનતા હતા. તેને લાગ્યું કે પોપનો બોધ અનેક બાબતમાં ખોટો હતો,

૮. આથી તેણે ધર્મમાં નીચે મુજબના સુધારા થવા જોઈએ એવા વિચાર ફેલાવ્યાઃ—

ક. દરેક જણે પોતાના વ્યવહારમાં બાઈબલને જ પ્રમાણ ગણવું.

ખ. દરેક જણે પોતાની મેળે બાઇબલ વાંચવું તથા તેનો અર્થ પોતાની બુદ્ધિ અનુસાર ઘટાવવો.

ગ. પોપને ધર્મ ખાતાનો વડો થવાનો અધિકાર નથી;

અને આચાર્યોની સત્તા વધારા પડતી છે. આચાર્યોએ તો લોકોના સેવક બની તેમને બાઇબલ સમજવામાં સહાય કરવી જોઇએ.

૯. આ ઉપરથી જોઇ શકાશે કે લ્યુથરે દરેક જણ બાઈબલ વાંચે એ બાબતપર ખાસ ભાર મુકેલો છે; અને છાપખાનાએ બાઇબલો સોંઘા અને સરળ કર્યાથી ધર્મ સુધારણાની પ્રગતિને તે દિશામાંથી અમૂલ્ય સહાય મળી.

૧૦ જેમ લ્યુથરના પક્ષમાં ભળનારા પ્રોટેસ્ટન્ટ કહેવાયા તેમ પોપને વળગી રહેનારા ખ્રિસ્તીઓ કેથોલિક કહેવાયા. ઉત્તર યુરોપ અને જર્મની એકંદરે લ્યુથરના પ્રોટેસ્ટન્ટ પંથમાં ભળ્યાં; જ્યારે ઇટલિ, ફ્રાન્સ અને સ્પેઇન જુના પંથને વળગી રહ્યાં, પણ ધર્મસુધારણા કયાં કયાં થવી જોઇએ, અને નવા પંથના નિયમો કેવા કેવા હોવા જોઇએ, તે નક્કી થતાં પહેલાં તો યુરોપના શિરપરથી મહાભયંકર યુદ્ધનાં સો વર્ષો પસાર થયાં. પરંતુ ઈંગ્લેંડ ટાપુ હોવાને લીધે આમાંથી બચી ગયું.

૧૧. પંદરમા અને સોળમા સૈકામાં થએલા મોટા ફેરફારોમાં હજુ એક બાકી છે. તે એ કે ગ્રીસ અને રોમનાં સાહિત્ય આખા યુરોપમાં ફેલાયાં. ઈંગ્લેંડનો ઇતિહાસ ત્યાં થએલા રોમન સંસ્કૃતિના પ્રવેશ સાથે શરૂ થાય છે; તે

તથા રોમન સામ્રાજ્યની પડતી, અને રોમન સંસ્કૃતિનો વિનાશ કેવી રીતે થયાં એ સૌ આપણે શિખી ગયા. ત્યાર પછી કેવળ ઈંગ્લેંડમાં જ નહિ પણ આખા યુરોપમાં ગ્રીક અને રોમન લોકોનાં મહાન્ ગ્રંથો વિસરાઈ ગયા. દેવાલયોમાં ધાર્મિક ક્રિયા કરતી વેળાએ આચાર્યો લેટિન ભાષા વાપરતા ખરા, પરંતુ તે લેટિન હલકી જાતની હતી. હવે રોમ અને ગ્રીસનાં પ્રાચીન પુસ્તકો વંચાવા માંડયાં. આનું એક કારણ એ હતું કે તુર્કોએ આ સમયમાં કોન્સ્ટેન્ટીનોપલ સર કર્યું હતું, આ શહેરમાં સદાયે ગ્રીક બોલી બોલાતી આવી હતી, અને ત્યાં ઘણાં ગ્રીક અને લેટિન ગ્રંથોનો સંગ્રહ હતો. કોન્સ્ટેન્ટીનોપલની પડતીની સાથે ત્યાંના વિદ્વાનો પોતાના ગ્રંથો લઈ યુરોપમાં જ્યાં ફાવ્યું ત્યાં નાસી ગયા. ભણેલા લોકો આ ગ્રંથોનો અભ્યાસ કરવા લાગ્યા અને તેમાંથી પ્રાચીન ગ્રીક અને રોમનોના સુંદર કાવ્યો અને ઈતિહાસો હાથ લાગતાં તેઓને અપૂર્વ આનંદ થયો. કોલમ્બસે અમેરિકાની નવી દુનિયા શોધી હતી, તેવી જ જાતની આ પણ એક નવી દુનિયા જડયા જેવું હતું. આખા યુરોપમાં કેથોલિક તેમજ પ્રોટેસ્ટન્ટ બન્ને પંથમાં આ પુસ્તકોનાં અધ્યયન થયાં, નિશાળોમાં પણ એનું શિક્ષણ દાખલ થયું આ હીલચાલને "નવો અવતાર" કહે છે. નવું શું અવતર્યું હતું? કેવળ અસલ ગ્રંથોનો

પ્રેમ; એટલુંજ નહિ, પરંતુ ગ્રીક અને રોમનોની અસલ શિલ્પકળાનો પ્રેમ પણ આ સમયે દૃષ્ટિગોચર થતો હતો. અને આ વખતથી ગ્રીક અને રોમન ઢબનાં મકાનો બંધાવા લાગ્યા.

——:(※):——

# પાઠ ૧૭ મો.

## ટ્યુડર વંશ સાતમો હેન્રી. ૧૪૮૫–૧૫૦૯

૧. ચોથા હેન્રીને પેઠે, આ હેન્રી પણ ગાદી બથાવી પડનાર હતો. તેનો હક્ક વાસ્તવિક ન હતો. છતાં તે સારો રાજ્યકર્તા નિવડયો. તેણે યોર્કપક્ષનું સમાધાન કરવા પોતાથી બનતું કર્યું, અને તે પક્ષના ચોથા એડવર્ડની પુત્રી વેરે લગ્ન કર્યું. તેને બળવાઓથી બહુ અડચણ થઇ ન હતી, કેમકે બેરનો ભૂતકાળમાં થએલા લાંબા યુધ્ધ પછી ઢીલાઢચ થઈ ગયા હતા. તેનો મુખ્ય શત્રુ વોરબેક નામનો માણસ હતો, જેણે ચોથા એડવર્ડનો પુત્ર (ત્રીજા રિચર્ડને હાથે જેનું ખુન થએલું તે બાળક) હોવાનો દાવો કર્યો. આને આયર્લેન્ડમાં સહાય મળી, પણ અંતે હેન્રીએ તેને પકડી તેનો શિરચ્છેદ કરાવ્યો.

૨. હેન્રી વેપારવણજની કિંમત સમજતો હતો. જોન કેબટ નામનો પુરૂષ અમેરિકાની ખોળમાં જવા ઉત્સુક હતો, તેને હેન્રીએ સારી મદદ કરી. કેબટ ન્યુફાઉન્ડલેન્ડ પહોંચ્યો અને તે મુલક હાથ કર્યો. પાછળથી અંગ્રેજ માછીઓ ત્યાં થતી 'કોડ' નામની માછલી (જેમાંથી કોડ લિવર ઓઇલ

બને છે તે) પકડવા જતા, અને એ ધંધાથી ઇંગ્લેંડને સારો લાભ થયો.

૩. પૂર્વે બેરનો પોતાના સૈન્ય રાખતા તે રિવાજ હેન્રીએ બંધ કર્યો, તથા જેમણે એ મુજબ વર્તવાની આનાકાની કરી તેમને દંડયા. બેરનોની તપાસ માટે તેણે સ્ટાર ચેમ્બર નામની ખાસ અદાલત સ્થાપી અને તેમાં તે પોતાના પુરૂષોને જ ન્યાયાધીશ નીમતો.



# પાઠ ૧૮ મો.

## આઠમો હેન્રી. ૧૫૦૯–૧૫૪૭.

૧. ગાદીએ આવતી વખતે આઠમો હેન્રી ભરજુવાન હતો. તે ચતુર અને ઉદાર હતો. પિતાએ ભેગા કરેલા ભંડાર તેણે બહોળે હાથે ખરચ્યા અને જોતજોતામાં લોકપ્રીતિ સંપાદન કરી. પણ વખત જતાં માલમ પડ્યું કે તે સ્વાર્થાંધ તથા નિર્દય હતો. તેની દૃઢ પ્રકૃતિ અને શક્તિથી તે સફળ થયો, પણ મનુષ્ય તરીકે બેશક તે અંગ્રેજ રાજાઓમાં સૌથી ખરાબ હતો.

૨. પિતાની જેમ તે સત્તાવાન હોવાથી દેશમાં સુલેહ જાળવી શક્યો. ઈંગ્લેંડે તેના સમયમાં પ્રોટેસ્ટન્ટ પંથ સ્વીકાર્યો અને એક રીતે એ ઠીક પણ હતું. પરંતુ હેન્રીએ નવો પંથ સ્વીકાર્યો તે એ પંથ સાચો છે એમ ધારીને નહિ, પણ પોતાના નીચ સ્વાર્થને લીધે.

૩. તેને પોપ સાથે તકરાર થઇ તેનું કારણ જુદું હતું. સાતમા હેન્રીએ સ્પેઇનના બળવાન રાજ્ય સાથે દૃઢ મૈત્રી બાંધવા સારૂ પોતાના પાટવી કુંવર આર્થરનું લગ્ન સ્પેઇનની રાજકુંવરી કેથેરીન વેરે કર્યું હતું. ટુંક સમયમાં

આર્થરનું મોત થતાં એમ નક્કી થયું કે બીજા કુંવર હેન્રી સાથે કેથેરીનને પરણાવવી. આ દીયર ભોજાઈનું લગ્ન થઈ શકે કે કેમ તે વિષે પોપનો અભિપ્રાય પુછાયો. પોપે એ લગ્ન કરવા સંમતિ આપી. તે વાતને અઢાર વર્ષ વીતી ગયાં. કેથેરીનને એકે પુત્ર ન હોવાથી રાજાને નવી રાણી આણવાનું મન થયું. તેણે પોપને કહાવ્યું કે તમે મારૂં લગ્ન અશાસ્ત્રીય ઠેરવો. પરંતુ પોપને આ વ્યાજબી ન લાગવાથી તેણે ફારગતીની રજા ન આપી. હેન્રીને બહુ ક્રોધ ચઢ્યો, અને તેણે જાહેર હુકમ કાઢયા કે ઈંગ્લેંડના ધર્મ ખાતાનો ઉપરિ પોપ નહિ પણ હું જ છું. પછી તેણે પોતાના બિશપોની પાસે પોતાનું લગ્ન ગેરકાયદેસર હતું એમ ઠેરવાવ્યું. પછી હેન્રી ફરી પરણ્યો.

૪. પછી તેણે સાધુઓના મઠો તોડાવી પાડયા અને તેમની જમીન તથા બીજી મીલકત જપ્ત કરી. બેશક કેટલાક મઠોમાંના સાધુઓ આળસુ અને સજાપાત્ર હતા, પરંતુ તેમને પાપે સર્વ સાધુઓને સજા ખમવી પડી. હેન્રીએ સાધુઓ પ્રત્યે ઘણું નિષ્ઠુર આચરણ આચર્યું. તેમની જમીન કેટલીક તેણે પોતે રાખી, અને બાકીની પોતાના મિત્રોને વહેંચી. તેમની દોલત તેણે મોજશોખ અને એશઆરામમાં ઉડાવી દીધી. આ સમયે તે લ્યુથરના પંથમાં

ભળ્યો ન હતો. કેટલાક અંગ્રેજો લ્યુથરના સંપ્રદાયમાં ભળ્યા તેમને તેણે બાળી મુકયા; કેટલાક કેથોલિકોએ તેને ધર્મ બાબતમાં સર્વોપરિ સ્વીકારવા ના પાડી, તેમની પણ એજ દશા કરી.

૫. પ્રજાએ આવાં માઠાં કાર્યો તેને કેમ કરવા દીધાં? પાર્લામેન્ટ કેમ મુંગી રહી? કેમ રાજાને અટકાવ્યો નહિ? એવી એવી સ્વભાવિક શંકાઓ આપણા મનમાં થાય. તેનો ઉત્તર એ છે જે,

ક. અંગ્રેજ પ્રજાને પોપ પ્રત્યે પ્રીતિ ન હતી, કેમકે એક તો પોપ સદાયે પરદેશી, અને બીજુ તે તેમની પાસે ઘણાં નાણાં લેતો. આથી પોપનો પક્ષ લઈ તેઓ પોતાના રાજા સામે લડવા તેયાર નહતા.

ખ. હેત્રીનો અમલ તેમને અનેક રીતે માફક હતો. તે ઉમરાવોને માંહોમાંહે લડતા કે સામાન્ય રૈયતને સંતાપતા અટકાવતો. પ્રજાપર તેમની મરજી વિરૂદ્ધના કર ન નાંખતો. એક બે વાર તેણે આમ કરવા તજવીજ કરી પણ પ્રજા તે સ્વીકારવા તૈયાર નથી એમ માલમ પડતાં તેણે જતું કર્યું. પાર્લમેન્ટ કોઈ કોઈ વાર મળતી અને તે જે નાણાં મંજુર કરતી તે રાજા લેતો.

ગ. પૂર્વ સમયના જેવું હવે પાર્લમેન્ટનું બળ ન

હતું ખુદ આમસભામાં ઘણા નેતાઓ ઇંગ્લેંડના નામીચા કુળના હતા અને આ કુળો ભૂતકાળના યુદ્ધને પરિણામે પાંગળાં બન્યાં હતા. આથી પાર્લમેન્ટ રાજાને મરજી મુજબનાં કામ કરવા દેતી, હેન્રી ઘણીવાર પોતાના શત્રુઓને વિના તપાસે કેદ કરતો અને શિરચ્છેદ પણ કરાવતો; અને તેમાં પાર્લમેન્ટ વચમાં પડતી નહિ. તેના રાજ્યના છેવટના ભાગમાં તેણે ઘણા ઉમરાવોને ઠાર કર્યાં હતાં; અને તેનું કારણ ફક્ત એટલું જ કે તેમના પર તેની ઇતરાજી થએલી.

૬. આ રાજ્યમાં એકે ભારે યુદ્ધ થયું નથી. એક વેળા સ્કોચ રાજાએ ચઢાઇ લાવવાની મૂર્ખાઇ કરેલી; પણ ફ્લોડનની લડાઇમાં તે હાર્યો અને માર્યો
૧૫૧૩ ગયો. સ્કોટલેન્ડ ઇંગ્લેંડ વચ્ચે થએલી લડાઇઓમાં આ સૌથી દારૂણ હતી. હેન્રીને ફ્રાન્સ પર ચઢાઈ લઇ જવાની અભિલાષા થતી પરંતુ યુદ્ધકળામાં તે કુશળ ન હોવાથી તેણે ફ્રાન્સ સામે રાજકળાની ખટપટ કરી પોતાનું મન વાળ્યું.

૭. આ રાજ્યમાં ગરીબ મજુર વર્ગને સુખ ન હતું. કાળા કેર પછી મજુરીના દર ચઢેલા અને તેથી મજુરો સુખી થએલા. સાધારણ મજુરને દર અઠવાડીએ બે શિલિંગ મળતા, અને એક આદમીનો તે સમયનો ખર્ચ આઠ પેન્સ હતો. પણ હવે મોટા ફેરફાર થયો.

ક. જમીનદારો દહાડે દહાડે સમજવા લાગ્યા કે ખેતી કરતાં ઘેટાં પાળવામાં વધારે પ્રાપ્તિ છે. ઈંગ્લિશ ઉન યુરોપમાં ઉત્તમ ગણાતું અને તેનો સારો ભાવ ઉપજતો, અને ઘેટાં પાળવામાં બહુ માણસોની જરૂર ન હતી, એટલે ખેતરોને ઘેટાં ચરાવવાનાં સ્થાન બનાવવામાં આવ્યાં. આ ઘટના બની ત્યારથી ઘણા લોકો રોજગાર વિનાના બન્યા. અસલની સામાન્ય માલિકીની જમીન (આપણા દેશમાંની ગોચર જેવી) ખપી ગઇ, અને ત્યાં પણ ઘેટાં માટે ઘાસિયાં થયાં.

ખ. વળી રાજ્ય તરફથી નાણામાં દગો થવા માંડયો. હેન્રીએ બાપના પ્રચંડ ભંડાર તથા મઠોનું સર્વ દ્રવ્ય ઉડાવી દીધું છતાં તેની ભુખ હોલવાઇ નહિ. નાણાંની તંગી પડવા માંડી એટલે તેણે આ દુષ્ટ યોજના શોધી કાઢી. પહેલાં સિક્કામાં જેટલી ચાંદી આવતી તેના ત્રીજા ભાગની જ ચાંદી હવે તેણે નંખાવવા માંડી. આથી **એકકા તિન** એવો ઘાટ થયો. રાજા પાસેથી તો લોકોને ડરના માર્યા આ હલકું નાણું લેવું પડતું, પણ પરસ્પર તેઓ આ નાણાં તેની ખરી કિમ્મત શિવાય ન લેતા. આથી દરેક જણ પોતાની વસ્તુ માટે પહેલાં કરતાં ત્રણગણા ભાવ લેવા લાગ્યા. પણ ગરીબોની મજુરી વધતાં ઘણો વિલંબ થયો. એટલે રાજાની આ લુચ્ચાઇને લીધે ગરીબોનેજ સૌથી વધારે સહેવું પડયું.

૮. એકંદરે આ યુગ ગરીબો માટે ખરાબ હતો, તેમની ગરીબાઇ અને ગુન્હા ઘણાં વધી ગયાં. સર થોમસ મૂર નામના શાણા અને ઉદાર લેખકે તેમની તરફેણમાં લખાણ કર્યાં. પરંતુ હેન્રીએ તેનો શિરચ્છેદ કરાવ્યો, કેમકે તે કેથોલિક હોઇ રાજાને ધર્મખાતાના ઉપરિ તરીખે કબુલ કરવા નારાજ હતો.

૯. હેન્રીના પ્રધાનોમાં વુલ્સી અને ક્રોમ્વેલ મુખ્ય હતા. થોમસ વુલ્સી ધર્માચાર્ય હતો, તેને હેન્રીએ પોતાના રાજ્યના આરંભમાં ઉંચી પદવીએ ચઢાવ્યો. તે બિશપ અને કાર્ડિનલ × પણ થયો. તેને પોપ થવાની મહાદશા હતી. તેણે કેથેરીનની ફારગતીમાં મદદ ન કરી તેથી રાજાએ તેની સર્વ સત્તા છીનવી લીધી અને તેની સઘળી મિલ્કત જપ્ત કીધી. પછી ટુંક સમયમાં વુલ્સીનું મોત, બેશક ચિત્તવેદનાને લીધે થયું, ઇંગ્લેંડના રાજતંત્રમાં આગળ પડતો ભાગ લેનારા ધર્માચાર્યોમાં વુલ્સી છેલ્લો છે.

૧૦ બીજો પ્રધાન થોમસ ક્રોમ્વેલ અસલ સૈનિક

---

× કાર્ડિનલને પોપની ચુંટણીમાં મત આપવાનો અધિકાર હોવાથી તે પદવી બિશપ કરતાં ઉંચી છે. જ્યારે પોપનું મરણ થાય છે, ત્યારે સર્વ કાર્ડિનલો રોમમાં ભેગાં થઇ નવો પોપ ચુંટી કાઢે છે.

હતો, તે ખંધો અને ચતુર હતો. મઠોની મિલ્કત લુંટવામાં તેણે રાજાને ઘણી સહાય કરી હતી. પાછળથી તેણે એક સાધારણ રૂપવાળી સ્ત્રી જોડે હેન્રીનું લગ્ન કરાવ્યું. રાજાને આ રાણી પસંદ ન પડી અને ક્રોમ્વેલ રાજાના કોપનો ભોગ થઇ પડયો. રાજાએ તેનો શિરચ્છેદ કરાવ્યો.

૧૧ હેન્રીએ કુલ છ લગ્ન કર્યાં હતાં. આ છમાંની બે રાણીને બદચાલની હોવાના સબબે ઠાર કરવામાં આવી હતી. મરતી વેળા હેન્રીને એક પુત્ર, એડવર્ડ, અને બે પુત્રી, મેરી (કેથેરીનની પુત્રી) અને ઇલિઝાબેથ હતી.



# પાઠ ૧૯ મો.

## છઠ્ઠો એડવર્ડ. ૧૫૪૭–૧૫૫૩.

૧. રાજ્યાસને આવતી વેળા એડવર્ડ કેવળ દશ વર્ષનો હતો. શરીરે મંદુડીઓ છતાં તે ધર્મનિષ્ઠ હતો. તે અને તેના પ્રધાનો પ્રોટેસ્ટન્ટો હતા તેથી પ્રોટેસ્ટન્ટ પંથ ઇંગ્લેંડનો રાજધર્મ બન્યો. અસલ થતી વિધિઓ બંધ કરવામાં આવી; આચાર્યોને પરણવાની છુટ મળી. બાઈબલના અભ્યાસને સર્વત્ર ઉત્તેજન મળવા લાગ્યું. એક પ્રાર્થનાપોથી રચવામાં આવી, જે આજે પણ અંગ્રેજી દેવાલયોમાં વપરાય છે. લેટિન ભાષાનો ઉપયોગ દેવાલયોમાં બીલકુલ બંધ થયો, અને તે એવા હેતુથી કે સામાન્ય લોકો પણ જે જે સાંભળે તે સમજી શકે. આથી બધા સાધારણ લોકો પ્રસન્ન થયા એમ કહી શકાય નહિ. ગામડાંઓમાં ગરીબી કેટલી વધી હતી તે આપણે જોઇ ગયા, પણ સાધુઓ જે ગરીબના બેલી હતા, જે મફત ભણાવતા, જે માંદાની સારવાર તથા દવાદારૂ કરતા, જે ગરીબોને રોજી અપાવતા, તે સાધુઓનો વિનાશ થયો હતો. ગરીબ લોકોના બળવા થયા પણ તેમને ઘણી ક્રૂરતાથી દાબી દેવામાં આવ્યા.

૨. છઠ્ઠો એડવર્ડ જલ્દી ગુજરી ગયો અને તેની પછી કોણ ગાદીએ આવે એ મોટો પ્રશ્ન હતો. વાસ્તવિક વારસ કેથેરીનની પુત્રી મેરી હતી. પણ તે ચુસ્ત કેથોલિક હોવાથી પ્રોટેસ્ટન્ટો તેનાથી ડરતા હતા. કેટલાકે લેડિ જેઇન-ગ્રેને ગાદીએ બેસાડવા તજવીજ કરી. આ કમનશીબ સ્ત્રીને ખરૂં જોતાં લેશ પણ હકક ન હતો. તે જાતે નરમ અને ધર્મિષ્ઠ હતી, પરંતુ કેટલાક સ્વાર્થી પુરૂષોએ તેને બિચારીને ભમાવી ઉભી કરી. પણ પ્રજા તરફથી તેને ટેકો ન મળ્યો અને મેરી રાણી થઈ. થોડા દિવસમાં તેણે લેડિ જેઇન ગ્રેનો વધ કરાવ્યો.

—(⌣)—

# પાઠ ૨૦ મો.

## મેરી ૧૫૫૩–૧૫૫૮.

૧. ઇંગ્લેંડ પર રાજ્ય કરનાર પ્રથમ સ્ત્રી મેરી છે. તેની આખી જીંદગી દુઃખભરી હતી. તેની માતાને તેના પિતાએ કંઇ કેટલું દુઃખ દીધું હતું અને માની સાથે દીકરી પણ દુઃખી થઇ હતી. છતાં તેણે પોતાનો કેથોલિક સંપ્રદાય તજ્યો નહિ. ગાદીએ આવતાંજ તેણે અસલ પંથની પુનઃ સ્થાપના કરવા સંકલ્પ કર્યો. પોપ અને આચાર્યોને તેમની અસલ સત્તા પાછી સોંપાઇ અને અસલ વિધિઓ અને બોધ પાછાં ચાલુ થયાં.

૨. અંગ્રેજોમાંના કેટલાક આ વાત માન્ય કરવા સાવ રાજી હતા; અને કેટલાક નારાજ હતા. ઘણા પ્રોટેસ્ટન્ટોએ મેરીની આજ્ઞા અનુસરવા ના પાડી તેથી ઘણાનાં બલિદાન અપાયાં. આમાંના થોડાક બિશપો હતા, પણ ઘણાખરા સામાન્ય લોકો, મજુરો અને દુકાનદારો હતા. આ કાર્યને લીધે આખા ઇંગ્લેંડમાં ક્રોધની લાગણી ફેલાઈ. પરિણામે પ્રોટેસ્ટન્ટ પંથ હતો તે કરતાં વધુ બળવાન બન્યો. દમનથી સાધારણ રીતે સામા પક્ષનું જોર વધે છે તેમ અત્યારે પણ થયું.

૩. સ્પેઇનના રાજા ફિલિપ વેરે મેરીએ લગ્ન કર્યું. તે યુરોપમાં સૌથી બળવાન કેથોલિક રાજા હતો, પણ આ લગ્નથી મેરીનું કાંઇ સધર્યું નહિ. તે વિદેશી ક્રુર અને આકરા સ્વભાવનો હોવાથી ઇંગ્લેંડમાં લોકો તેને બહુ ધિક્કારતા. મેરીને કાંઇ સંતાન થયું નહિ, અને પતિપત્ની એકમેકથી કંટાળ્યા. તેના રાજ્યના છેવટના ભાગમાં બીજો એક ફટકો એ પડ્યો કે ફ્રેન્ચ લોકોએ કેલે શહેર લઇ લીધું. કેલે ફ્રાન્સમાં અંગ્રેજોનું નામ હતું તે પણ હવે ગયું, તેથી મેરીને બહુ દુઃખ લાગ્યું.





ઇલિઝાબેથ રાણી ( પાનું ૮૪ )

# પાઠ. ૨૧ મો.

## ઇલિઝાબેથ. ૧૫૮૮–૧૬૦૩.

૧. ગાદીએ આવતી વેળા ઇલિઝાબેથ પચીશ વર્ષની હતી. ઘણી રીતે તે તેના બાપના જેવી હતી, મિત્રો તરફ તેટલીજ ઉદાર, અને તેવુંજ મીઠું મીઠું બોલનારી હતી. પણ જેને લોકો ચાહે એવી સ્ત્રી તે ન હતી. સ્વાર્થપરાયણ, ક્રૂર, પ્રપંચી અને ઘણીવાર તો જ્યાં ઉદાર થવું ઘટે ત્યાં તે નીચવૃત્તિ દર્શાવે એવી હતી.

૨. એ વાત સાચી કે રૈયત તેના પર ફિદા હતી. તેનો દરબાર ભવ્ય, અને તેનું રાજ્ય સફળ હતું. તેના રાજ્ય દરમ્યાન અંગ્રેજો વધારે ધનવાન અને વધારે બળવાન બન્યા અને તેઓ એમ ધારતા કે એ સૌ વાનાં રાણીને પ્રતાપેજ થયાં. ખરી હકીકત તો એ છે કે તેના પસંદ કરેલા પ્રધાનો ચતુર અને બુદ્ધિશાળી હતા તથા તે તેમની સત્તા ચાલવા દેતી. આ કાર્ય શાણા રાજ્યકર્તા હોય તેજ કરે અને તેટલા પુરતી ઇલિઝાબેથ ડાહી હતી.

૩. એક બીજી દિશામાં પણ તેનું ડહાપણ દેખાય છે. તે રૈયત સાથે કદી વઢતી નહિ; તેમની મરજી વિરૂદ્ધના

કર લેતી નહિ. ઘણીવાર તેને નાણાંની ભીડ પડતી, અને આવા એક પ્રસંગે તેણે ઇજારા આપવાની યોજના અજમાવી. રાણી અમુક વસ્તુ વેચવાનો અમુક જ આદમીને અધિકાર આપે તેનું નામ ઇજારો. ઈજારદારને હરીફ ન હોવાથી તે ચાહે તેવા ભાવ પોતાની વસ્તુના લે, અને પ્રજાને તે આપ્યા વિના ચાલે નહિ, કેમકે તે વસ્તુ બીજે કશે મળે નહિ. આથી પરિણામે સહેવું પડતું રૈયતને. આ સ્થિતિ સમજી ઇલિઝાબેથે ઈજારા પાછા ખેંચી લીધા. તેને પાર્લમેન્ટ સાથે નાણાં સંબંધી ઝઘડા થયા ન હતા. તે અંગત શત્રુઓને કેદ કરતી, પણ પોતાના પિતાની પેઠે જાનથી મારતી નહિ. આવી બાબતોમાં પાર્લમેન્ટ વચમાં પડતી નહિ.

૪. ધર્મિષ્ઠ નહિ, છતાં પ્રોટેસ્ટન્ટ પંથી હોઇ તે હેન્રીની માફક ઇંગ્લિશ ધર્મખાતાની ઉપરિ બની. સર્વ કેથોલિક વિધિઓ તેને નાપસંદ હતી એમ માનવાનું નથી. તેની રૈયતમાં અત્યારે ત્રણ બહોળા ભાગ પડયા હતા.

ક. શુદ્ધ પ્રોટેસ્ટન્ટ, જેને શુદ્ધ, સાદો, આડમ્બર-વિનાનો, બાઇબલમાં કહ્યા મુજબનો જ ધર્મ પાળવો ગમતો. આ લોકોને પ્યુરીટન કહે છે.

ખ. મધ્યમ પ્રોટેસ્ટન્ટ, ઇલિઝાબેથના જેવા વિચારના. આ પંથને "ઇંગ્લિશ ચર્ચ" પણ કહે છે.

ગ. અસલ પંથવાળા કેથોલિકો.

૫. તેના આખા રાજ્ય દરમ્યાન અનેક કાવતરાં થયાં હતાં, જેમાંના ઘણાનો હેતુ સ્કોચ રાણી મેરીને ગાદીએ આણવાનો હતો. આ મેરી ઇલિઝાબેથની ફોઇની પૌત્રી હતી. આ સમયે તે સ્કોટલેન્ડની રાણી હતી. બન્ને રાણીઓ ઉમ્મરમાં લગભગ સમાન હતી, પણ તેમના ગુણમાં આસમાન–જમીનને ફેર હતો. મેરી રૂપમાં ઘણી ચઢીઆતી, જો કે શક્તિમાં કદાચ કાંઈક ઉતરતી, અને કેથોલિકપંથી હતી. તે ફ્રાન્સમાં ઉછરી હતી, અને સ્કોટલેન્ડ આવી ત્યારે તેને લાગ્યું કે પ્રજા હડહડતી પ્રોટેસ્ટન્ટ બની છે. અસલ પંથનું ત્યાં કોઈ રહ્યું ન હતું અને મેરી એ બાબતમાં એકલી પડી ગઇ. ઈંગ્લૅંડના કેથોલિકો તેના તરફ દિલસોજી ધરાવતા તથા તેને ઇંગ્લૅંડની રાણી બનાવવાનો મૂર્ખ ખ્યાલ કરવા લાગ્યા. સ્વાભાવિક રીતે ઇલિઝાબેથ તેની કટ્ટી શત્રુ બની, થોડાંક વર્ષો પછી મેરીની રૈયતે સ્કોટલેન્ડમાં તેની સામે બળવો કર્યો, ત્યારે ત્યાંથી નાસી તે ઇંગ્લૅંડ આવી અને ઇલિઝાબેથનો આશ્રય માંગ્યો. તેનું શું કરવું એ વિષે ઇલિઝાબેથ ગુંચવણમાં પડી, પરંતુ અંતે તેણે મેરીને અઢાર વર્ષ નજરકેદ રાખી. આ અરસામાં તેને મુક્ત કરવા અને ઇંગ્લેંડની ગાદીએ લાવવા ઘણાં તર્કટો થયાં અને છેવટે ઇલિઝાબેથના હુકમથી તેનું શિર છેદવામાં આવ્યું.

૬. દરમ્યાન યુરોપમાં મોટાં યુદ્ધો અને પરિવર્તનો થયાં હતાં, સ્પેઇનની સત્તા છેક ટોચે પહોંચી હતી, ફ્રાન્સમાં પ્રોટેસ્ટન્ટ કેથોલિક વચ્ચે યુદ્ધો થયાં અને તે દેશ નિર્બળ બન્યો; પરંતુ સ્પેઇન સંપીલું અને ચુસ્ત કેથોલિક હતું. નવી દુનિયા તેના તાબામાં આવી હતી અને ત્યાં સોનું રૂપું હાથ લાગ્યાથી સ્પેઇનને બેહદ દોલત મળી. દરવર્ષે સોના રૂપાથી ભરેલાં ઘણાં વહાણો અમેરિકાથી સ્પેઇનમાં આવતાં. ક્રમે ક્રમે અંગ્રેજ નાવિકોએ અમેરિકા સાથે વેપાર આરંભ્યો, અને ડ્રેઇક નામનો અંગ્રેજ વીર દક્ષિણ અમેરિકાની પરિક્રમા કરી આવ્યો; પાછળથી તેણે પૃથ્વી–પ્રદક્ષિણા પણ કરી. આ વાત ફિલિપને પસંદ ન જ પડે કેમકે એક તો અંગ્રેજો પર–પ્રજા અને બીજું તેઓ પ્રોટેસ્ટન્ટ પંથી. પ્રોટેસ્ટન્ટ પંથનો મહા શત્રુ હોવાથી તેણે અંગ્રેજોને ઠેકાણે લાવવાનો, કચડી નાંખવાનો સંકલ્પ કર્યો, આ ઉદ્દેશથી તેણે એક પ્રચંડ કાફલો તૈયાર કરાવ્યો, તેનું નામ ‘અજેય આર્મેડા’ એવું રાખ્યું, અને તેમાં પોતાનું સૈન્ય ભરી તેને ઇંગ્લેંડ જીતવા રવાના કર્યો.

૭. આવા જબરા કાફલાની સામે ટક્કર ઝીલવા ઇલિઝાબેથ પાસે પોતાનો કાફલો ન હતો; પરંતુ સર્વ અંગ્રેજ નાવિકો અને વેપારીઓ પોતાનાં વહાણ આણી ખડાં થયા



સર ફ્રાન્સિસ ડ્રેઈક. (પાનું ૮૮)

અને તેમણે રંગ રાખ્યો. તેમણે સ્પેઇનવાળાઓને યુદ્ધ આપ્યું અને હરાવ્યા, વળી સ્પેઇનનાં વહાણ દરિયામાં તોફાન જાગવાથી ઉત્તર સમુદ્રમાં ઘસડાઇ ગયાં. તેઓ સ્કોટલેન્ડની પરિક્રમા કરી આયર્લેન્ડની પશ્ચિમે થઇ સ્પેઇન પહોંચ્યાં. આ પ્રમાણે અસલ અજેય આર્મેડાનો ફક્ત અર્ધો જ ભાગ પાછો આવી શક્યો. આ ફત્તેહથી અંગ્રેજોને પોતાના બળપર શ્રદ્ધા બેઠી, અને હવે અંગ્રેજ નાવિકો દુનિયાના એકે એક ભાગમાં જવા લાગ્યા. વળી પ્રજા સમજી કે લડાયક વહાણો આવશ્યક છે, તેથી અંગ્રેજ કાફલાની વૃદ્ધિ થવા લાગી.

૮. આર્મેડા સામેના યુધ્ધ સમયે ઇંગ્લેંડની કેથોલિક પ્રજા સ્વદેશને તથા પોતાની રાણીને વફાદાર રહી હતી, તે અંગ્રેજોનું દેશાભિમાન અને દેશભક્તિ સૂચવે છે. છતાં કેથોલિક રાજાએ પ્રોટેસ્ટન્ટ પંથ નાબુદ કરવા કાફલો મોકલ્યો હતો એ વાત ઇંગ્લેંડના પ્રોટેસ્ટન્ટો વિસારે મુકી શક્યા નહિ. તેમણે કેથોલિકો સામે આકરા કાયદા કર્યા, અને તેની રૂએ ઘણા ચુસ્ત કેથોલિકોએ પોતાના જાન ગુમાવ્યા.

૯. ઇલિઝાબેથને યુદ્ધ ન ગમતું છતાં આયર્લેન્ડમાં લડવાની તેને જરૂર પડી. મધ્યયુગમાં આયર્લેન્ડમાં નાનાં નાનાં આયરિશ સરદારોનાં રાજ્ય હતાં અને ડબ્લિન નજીકના

પૂર્વ ભાગમાં કેટલાક નોર્મન બેરનોની જાગીર હતી તે આપણે વાંચી ગયા. આ આયરિશ અને નોર્મનો વચ્ચે અને આયરિશોમાં માંહોમાંહે સેંકડો વર્ષો સુધી લડાઇઓ ચાલી. દેશની અવસ્થા ઘણી ખરાબ હતી; પ્રગતિનું નામ ન હતું. અંગ્રેજ રાજાઓએ તેને સહાય કરવાનો કે જીતી લેવાનો પ્રયત્ન કદાપિ કર્યો ન હતો, ગુલાબનાં યુદ્ધ દરમ્યાન આયરિશોએ યોર્કપક્ષ સ્વીકાર્યો હતો. આયર્લૅન્ડ અંગ્રેજ રાજ્યનું શત્રુ બને એ ભય ટયુડરવંશી રાજાઓ સમજવા લાગ્યા. વળી તમામ આયરિશ લોકો કેથોલિક હતા. ત્યાં સુધારણા થઇ ન હતી. અને ફિલિપ જેવો વિદેશી શત્રુ ઈંગ્લૅંડને સતાવવા તેમની મૈત્રી બાંધે, એ ભય ટાળવા આખા આયર્લૅન્ડને વશ કરવા મોટું સૈન્ય મોકલ્યું. આયરિશો સર્વ એક થઈ લડયા, પરંતુ તેમની હાર થઇ અને આયર્લૅન્ડ જીતાયું.

૧૦. ઇલિઝાબેથનો મુખ્ય પ્રધાન સર વિલિયમ સેસિલ હતો જેનો વહીવટ લગભગ તેના આખા રાજ્ય દરમ્યાન રહ્યો. તે પ્રમાણિક, મહેનતુ અને નિષ્કામ બુદ્ધિવાળો હતો. તેની સેવાના પ્રમાણમાં રાણીએ તેને નહિ જેવો બદલો આપ્યો, જ્યારે દેખાવડા યુવકોને તે ન્યાલ કરી દેતી. છતાં ચતુર અને માણસ–પારખુ હોવાથી તે પોતાના

માનીતા યુવકોને રાજતંત્રમાં આગળ પડતો ભાગ લેવા દેતી નહિ.

૧૧. તેના પ્રધાનો તેને લગ્ન કરવા ઘણી વાર વિનવતા. તેમને એવી આશા હતી કે રાણી લગ્ન કરે તો તેનાં બાળક સ્વભાવિક ગાદીવારસ બને; અને એમ થાય તો ગાદી માટે પાછળથી ટંટા ન થાય. છતાં રાણી સત્તાલોભી હોવાથી પરણવાની બાબતમાં ગલ્લાંતલ્લાં કર્યાં કરતી. તેનું ધારવું એવું હતું કે પરણું તો પતિને રાજ્યસ-તાનો અમુક ભાગ સોંપવા પડે અને એ રીતે મારી અવિભક્ત સ-તા ન રહે. ઠેઠ મરણ સમય સુધી ગાદીવારસ વિષે તેણે પોતાનો મત કદી દર્શાવ્યો નહિ.

૧૨. મેરીનાં રાજ્યમાં પ્રૉટેસ્ટન્ટોપર સખત જુલમ થયા હતા, તેથી ઘણા પ્રૉટેસ્ટન્ટો સ્વદેશ તજી જર્મની ગયા હતા, અને ત્યાંના ચુસ્ત પ્રોટેસ્ટન્ટોના સમાગમમાં આવ્યા હતા, ત્યાં તેમણે બિશપોની જગ્યાઓ કાઢી નાંખેલી જોઈ; અને તેઓ ઇંગ્લેંડ પાછા ફર્યા ત્યારે તેમને એવી ઇચ્છા થઇ કે ઇંગ્લેંડમાં પણ બિશપો કાઢી નાંખવા જોઇએ, આ મતવાળા લોકો પ્યુરિટન નામે ઓળખાયા.

૧૩. પ્યુરિટનોના જેવાજ ચુસ્ત પ્રોટેસ્ટન્ટો સ્કૉટલેન્ડ વાળા હતા. તેમનો આગેવાન જોન નોકસ કરીને હતો. તેના

બોધથી આખું સ્કોટલેંન્ડ પ્રેસ્બીટેરિયન બન્યું.

૧૪. ઈગ્લેંડ દરિયાવડે સુરક્ષિત હોવાથી ફિલિપ તેના પર સ્વારીઓ કરી શકયો નહિ, પરંતુ હોલેન્ડ તેના ક્રોધનો ભોગ થઈ પડયું. ત્યાં તેણે પોતાની ફોજ મોકલી અને ઘણાં વર્ષો સુધી ત્યાંના પ્રોટેસ્ટન્ટોને અગણિત દુઃખ દીધાં. અજેય આર્મેડાનો ભોગજોગે જય થયો હોત તો ઇંગ્લેંડની પણ એજ દશા થાત.

——:(૦):——

# પાઠ ૨૨ મો.

## ઇલિઝાબેથ યુગ.

૧. ટયુડર વંશના આરંભમાં ગરીબોને કેવી કેવી જાતનાં દુઃખ હતાં તે આપણે વાંચી ગયા. તેમાંનાં ઘણાં ભિખારી બની ગામેગામ ભટકવા લાગ્યા, અને ગુલાબના યુદ્ધમાંના બેકાર બનેલા સૈનિકોની સાથે સામેલ થઇ કેટલાક ચોર બન્યા. પરિણામે ચોરી અને એવા બીજા ગુન્હાની સજા ઘણી વધારી દેવામાં આવી. નાના અપરાધો માટે લોકોને ફાંસી દેવાતી. વળી ગરીબીનો પ્રથમ કાયદો કરવામાં આવ્યો, તેમાં એમ હતું કે દરેક જીલ્લાએ પોતાની હદમાંના અશકય ગરીબોનું પાલન કરવું. આ કાર્ય માટે દરેક જીલ્લાને પોતાની હદમાં અમુક કર ઉઘરાવવાની સત્તા સોંપાઇ. એ દિવસથી આજ સુધી ઇંગ્લેંડમાં ગરીબીનો કાયદો ચાલુ છે,

૨. સદ્ભાગ્યે આ રાજ્યના પાછળના ભાગમાં પ્રજામાં દ્રવ્ય અને હુન્નરની વૃદ્ધિ થઇ, અને લોકોને દેશ પરદેશમાં અનેક ધંધા મળવા લાગ્યા. ઇંગ્લિશ ઉન ઇંગ્લેંડમાંજ કંતાવા વણાવા લાગ્યું. લગભગ ઝુંપડે ઝુંપડે રેંટીયો ફરતો થયો.

૩. ઈંગ્લેંડના વેપારીઓ વધારે સાહસિક બન્યા. અત્યાર સુધી લંડનના મોટામોટા વેપારીઓ પરદેશી હતા. પરંતુ હવે અંગ્રેજ વેપારીઓ બહાર પડવા લાગ્યા. બહોળા વેપારનું જોખમ એક જણને બહુ ભારે થઇ પડે તેથી તેઓ કંપની સ્થાપવા લાગ્યા. આમાંની કેટલીક કંપનીઓ આજે પણ હયાત છે. એશિયા સાથે વેપાર કરવા ઉભી થએલી ઈસ્ટ ઇંડિયા કંપની ૧૬૦૦ માં સ્થપાઇ હતી. તે કાચ, ચપ્પુ અને ગરમ કાપડ હિંદુસ્તાન મોકલતી; અને ત્યાંથી મલમલ, કેલિકો (છીંટ), અને મસાલા લઇ જતી.

૪. 'રોયલ એક્સચેઈન્જ' નામની ભવ્ય માર્કિટ બંધાઇ, ત્યાં વેપારીઓ ભેગા થઇ અનેક સાહસની યોજના ઘડતા. અંગ્રેજ શરાફો પણ એટલા બધા ધનવાન બન્યા કે તેઓ રાજા જેવાને પણ સંકટ સમયે નાણાં ધીરતા. આ સર્વ દેશહિતના કાર્યોમાં ઇલિઝાબેથ અને તેના પ્રધાનો ઉત્તેજન આપતા.

૫. ધનવૃદ્ધિ સાથે જીવનમાં પણ ઉથલપાથલ થતી ગઇ. ઘરો સુંદર થયાં. અસલી જાળીઆંને સ્થાને કાચની બારીઓ સર્વત્ર દેખાવા લાગી; અને નાનામાં નાના ઘરમાં પણ ધુમાડીઆને બદલે ચિમનીઓ (ભૂગળાં) થવા લાગી. કિલ્લા બંધાતા હવે બંધ થયા. ઉમરાવો સુંદર બંગલા

બાંધી, આજુબાજુ બગીચા બનાવી, તેમાં રહેવા લાગ્યા.

૬. ફરનીચર પણ સુધર્યું. સારા ખાટલાઓ સાધારણ બન્યા. ભોજનમાં નવી સ્વાદિષ્ટ વાનીઓ, ખાસ કરીને શાકભાજીની, દાખલ થઇ. છરી કાંટાનો ઉપયોગ પણ આ સમયથીજ ચાલુ થયો. અમેરિકાથી બટાટા આવ્યા અને તે લોકોને બહુ પસંદ પડયા.

૭. શહેરોમાંના ઘરો બહુ બદલાયા નહિ. ત્યાંના રસ્તા હજી સાંકડા અને ગંદા હતા, અને પરિણામે ભયંકર રોગો સાધારણ જેવા થઇ પડયા હતા.

૮. ઉચ્ચ વર્ગમાં ભભકાદાર કપડાંના શોખે ઘર કર્યું હતું. નરનારિઓને રેશમનાં કપડાં, લેઇસ, અને સુંદર રંગો બહુ ગમતાં. ઇલિઝાબેથને પોતાને કપડાંનો અપાર શોખ હતો. ઉમરાવો મોજશોખની વસ્તુઓ પાછળ પુષ્કળ ધન વાપરતા, અને ઇલિઝાબેથનો દરબાર ભભકની મૂર્તિ સમાન હતો. ચિત્રો પાછળ પણ ઘણા પૈસા ખરચાતા, જો કે હજુ ચિત્રકાર તો હોલેન્ડ અને ઇટલિથીજ આવતા. ખુદ ઇંગ્લેંડના ચિત્રકાર ન હતા. વિનોદનો શોખ આખી પ્રજામાં ઘણો વધ્યો હતો. આમાંના કેટલાક વિનોદ નીચ અને નિર્દય હતા. પરંતુ બીજા ઉચ્ચ અને ઉમદા હતા. નાટક આ છેલ્લી કોટિમાં આવે છે. સર્વ પ્રજાને નાટક ઉપર ઘણી પ્રીતિ થઇ હતી અને જોતજોતામાં નાટકો રાષ્ટ્રીય વિનોદ

થઈ પડયાં. આ સમયમાં ઘણા નાટકકારો થયા. તે સર્વમાં શેકસપીઅર શ્રેષ્ટ હતો જેમ આપણા કવિઓમાં કાલિદાસ અગ્રસ્થાને છે, તેમ અંગ્રેજ કવિઓમાં શેકસપીઅર ઉત્તમ લેખાય છે.

૯. આ પહેલાં ઈંગ્લેંડમાં ઘણા લેખકો થયા ન હતા. ખરેખરો મોટો એક લેખક થઇ ગયો અને તે ચોસર. તેના પછી દોઢસો વર્ષ સુધી કોઈ મોટો વિદ્વાન થયો નહિ. પણ હવે કાવ્ય, નાટક, ઇતિહાસ વિગેરે વિષયોનાં પુસ્તકો લખાયાં અને છપાયાં. અહીં ફક્ત ફ્રાન્સીસ બેકનનું નામ આપણે લઈશું. તેણે અનેક ઉત્તમ ગ્રંથો લખ્યા હતા.

૧૦. આ સર્વ ઉપરથી અંગ્રેજો ઇલિઝાબેથ–યુગ વિષે શા માટે અભિમાન ધરાવે છે તે સ્હેજે સમજી શકાય એમ છે. યુદ્ધમાં અનુપમ રાષ્ટ્રીય ફ-તેહ માટે, અંગ્રેજ નાવિકોની મોટી મોટી સફરો માટે, અને યુગના સાહિત્ય માટે તેઓ અદ્યાપિ તેને સંભારે છે. પરંતુ ‘ નામ તેનો નાશ’ એ ન્યાયાનુસાર આ મહાન્ યુગ પણ વીતી ગયો. આ પરિસ્થિતિમાં પણ અસંતોષના બીજ હતાં. પ્યુરિટનો એમ ધારતા કે ઇંગ્લેંડમાંનો પ્રોટેસ્ટન્ટ પંથ ઘણોખરો કેથોલિક પંથ જેવોજ છે. આમ સભામાં બેસનારા મધ્ય વર્ગોને લાગવા માંડયું કે રાજ્યકર્તાએ આપણી સલાહ વધારે



વિલિયમ શેક્સપીઅર. (પાનું ૯૬)

પ્રમાણમાં લેવી જોઈએ. હવે પછી આમ સભા પોતાની સત્તા શી રીતે વધારે છે, રાજાઓને કેવે પ્રકારે અંકુશમાં રાખે છે, રાજાઓ પોતાની સત્તા જાળવી રાખવા કેવાં કેવાં તરકડિયાં મારે છે, ઇંગ્લેંડની જાહોજલાલી કેવાં કેવાં કારણોથી વધે છે, એ સર્વ રસિક કથા હવે પછીના ભાગમાં એટલે પાંચમા ધોરણ માટેના ભાગમાં આપણે જોઇશું.



# પુરવણી.

## ૧. અંગ્રેજ રાજાઓની વંશાવળી.

ક. નોર્મન વંશઃ—




ખ. એન્જુ વંશઃ—



ગ. લેન્કેસ્ટર વંશઃ—




ઘ. યોર્ક વંશઃ—




ચ. ટ્યુડર વંશઃ—



## ૨. ખેતીવાડી.

ક. સેકસનો; નાનાં ગામડાં; આજુબાજુની જમીન અને વન સાર્વજનિક માલિકીનાં.

ખ. નોર્મનો; જાગીરી ગામો; હવે વનમાં ફક્ત જાગીરદારોજ શિકાર કરી શકતા. સાર્વજનિક જમીન સેકસનો અને તેમના દાસો ખેડતા, પણ દર વર્ષે પાકનો અમુક હિસ્સો જાગીરદારને આપવો પડતો.

ગ. કાળા કેરને લીધે જાગીરી ગામો ઘણાંખરાં ઉજ્જડ બન્યાં; મજુરો શોધ્યા જડતા નહિ; પરિણામે મજુરીના દર વધ્યા.

ઘ. ટયુડર સમયમાં ખેતી ઘટી ગઇ. તેને બદલે ઘેટાં પાળવાનો ધંધો દાખલ થયો.

## ૩. હુન્નર ઉદ્યોગ.

ક. મધ્યયુગમાં હુન્નર નહિ જેવા. ઉન પરદેશ ચઢતું અનાજ અને બીજી સર્વ ઉપયોગી ચીજો બહારથી આવતી. ઈંગ્લીશ વહાણ ઘણાં થોડાં હતાં.

ખ. ઇલિઝાબેથના સમયમાં હુન્નરનો આરંભ થાય છે. વેપાર શરૂ થાય છે. મોટી મોટી કંપનીઓ ઉભી થાય છે.

## ૪. રાજતંત્ર.

ક. સેકસનોમાં સ્થાનિક સ્વરાજ્ય. આખા દેશ માટેના કાયદા કાનુન વિટન સભા અને રાજા મળી ઘડતા

ખ. નોર્મન વિજય પછી રાજા ઉમરાવોની સલાહ લઇ કાયદા ઘડતો.

ગ. મોટા પટાથી એમ નક્કી થયું કે મહાસભાની મંજુરી વિના એકે નવો કર ઉઘરાવાય નહિ.

ઘ. ત્રીજા હેન્રીના રાજ્યમાં સાઇમન ડિ મોન્ટફર્ટ મહાસભામાં શહેરોના પ્રતિનિધિઓને બોલાવે છે અને એ રીતે પાર્લામેંટની ઉત્પત્તિ થાય છે. ત્યારથી તે ટયુડરોના આગમન સુધી પાર્લામેંટની સત્તા વધે છે.

ચ. ટયુડર સમયમાં પાર્લામેંટ બળહીન બને છે; છતાં ટયુડરો પ્રજા પર નવા કર નાંખી તેને પજવતા નથી.

## ૫. યાદ રાખવા જેવી સાલ.

ઈ. પૂ.

૫૫ જુલીઅસ સીઝરની સ્વારી.

ઇ. સ.

૧૦૬૬ નોર્મન વિજય.

૧૨૧૫ મોટો પટો.

૧૩૧૪ બેનોક બર્ન.

૧૩૪૬ ક્રેસી.

૧૪૧૫ એજીનકુર.

૧૪૫૫ ગુલાબનાં યુદ્ધનો આરંભ.

૧૫૩૪ પોપના અધિકાર ઇંગ્લેંડમાં રદ થાય છે.

૧૫૮૮ સ્પેઈનના અજેય આંર્મેડાનો પરાજય.

---